# ગુણસુંદરી.

( નૉવેલ )





બુકસેલર મંગળદાસ જોઈતારામ.
રીચીરોડ-અમદાવાદ.

શ્રી પ્રભુ

# "ગુણ સુંદરી"

(રસપુર્ણ ભેદી ડીટેકટીવ નવલકથા)




લખનાર

"પ્રહલાદ" દામોદરદાસ બ્રહ્મભટ્ટ

"ચંપા શેઠાણી" "આબાદ ડીટેકટીવ"ના કર્તા



પ્રગટ કર્તા

મંગળદાસ જોઇતારામ શાહ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.

પ્રત ૩૦૦૦ પ્રથમાવૃતિ.

સને ૧૯૨૬ સંવત ૧૯૮૨

કિંમત ૦-૮-૦











અમદાવાદ—પાનકોરના નાકે
"મનહર" પ્રીન્ટીંગ પ્રેસમાં
**મોતીલાલ ગણપતરામે છાપી.**









## પ્રકરણ પહેલું.

### મિજલસ.

ભવાનીપુરની પ્રજા ભર ઉંઘમાં હતી રામપ્રસાદને ત્યા મિજલસ હતીઃ રામપ્રસાદ ભવાનીપુરના પ્રસિદ્ધ પુરૂષ હતા અને હમણાં સરકાર તરફથી જે. પી. નો ખીતાબ એનાયત કરવામાં કરવામાં આવ્યો હતો. આપ્રસંગે પોતાના મિત્રોના આગ્રહને માન આપી આજે તેમણે આનંદની રાત્રી ગુજારવાની શરૂઆત કરી હતી.

વિષયા ભવાનીપુરની પ્રસિદ્ધ નાયકા હતી તે રૂપ રૂપનો

અંબાર તેમ ન હતી તે દેવાંગના કે ઇંદ્રલોકની માનીતી સબજ પરી પણ પ્રજાને ગરીબમાં ગરીબ માણસ વૃદ્ધ કે બાળક! પણ તેનું નામ સાંભળતા તેનું મુખ જોવા તલસતા તે વિષયાને આજ રામ-પ્રસાદને ત્યાં નાચ હતો.

રામપ્રસાદ પૈસાદાર હતા. પણ પરણેલા ન હતા- પણ આખા શહેરમા તે પ્રીય હતા શહેરની પ્રજા તેમને માનથી જોતી. પ્રજાને તેમના પર અપૂર્વ વિશ્વાસ હતો. આ કારણે તે રાજ્ય સાથે ઘણી વખત પ્રજાના પડખે રહેતા પ્રજાના સુખુ દુઃખોને તે રાજા સમક્ષ પડકાર કરતા હતા.

રાત્રીના નવ વાગ્યા હતા. તમામ આમંત્રિત ગૃહસ્થો ધીરે ધીરે ભેગા થતા હતા. રામપ્રસાદ દ્વાર આગળ ઉભા ઉભા સહુ આવનાર પરોણાને આવકાર આપતાં હતા સ્મીત મુખે દરેકના હાથને હાથમાં મેળવતા બધાને અંદર સુંદર અલંકૃત આસને આપતાં ઘણી વખત તો તેઓ જાતે જઇ આવેલા માણસોને બેસાડતા.

આ ઉજાસ ઉજાણીમાં ત્યાંના રાજકર્તાના માણસો પણ હાજર થવાના હતા. ધીરે ધીરે બધાં આવવા લાગ્યાં હોલ અપૂર્વ શણગાર્યો હતો, ઝુમ્મર અને ઝગમગતા તેજસ્વી દીપક શોભામા કાંઇક ઓર વધારો કરતા હતા.

આજુબાજુની દિવાલો પર સુંદર ફ્રેમ જડીત મહાનનરોની તસ્વીરો શોભતી હતી.

વખત જતો હતો તેમ તેમ લોકોમાં તરહ તરહની વાતો થતી હતી. લોકોની આતુર નયનો તરફ વિષયાનાઆવાગમનની આતુરતા પૂર્વક આંખ મીટીને જોઇ રહી હતી.

એટલામાં દાદરનો અવાજ થતાં લોકો ટટાર થયા ને વિષયા પ્રખ્યાત નાયકા, પોતાના સાગરીતો સાથે આવી પહોંચી. અત્યાર સુધી જે લોકોની આખોમાં નિંદ્રા દેવી ભરાઇ બેઠી હતી તેને પણ લોકોએ બીડી ઇત્યાદિ ધુમ્રપાન કરીને દુર કરી.

સહુ પાછા સ્વસ્થ થયાં વિષયા પણ લોકોનું મનરંજન કરવા તૈયાર થઇ; સાગરીતોએ નરગા પણ તૈયાર કર્યાં વાજાવાળાએ વાજા પણ સમાં કર્યા.

જન પ્રજામાં ત્યાં ભરાયલા ત્રણસોમા અપૂર્વ શાન્તિ ફેલાયી તે ફક્ત વિષયાનું ગાયન સાંભળવા. વિષયાએ નાચ સાથે ગાયન ગાવા માંડયું.

મધુ વનકે ફુલ સોહાય
મુજકો ચુનતીથી મય ધીરે
કર પકરત મોરા આયકે
મન મોહન ચુપકે ધીરે
લાખ જતન કર, કરતો છુડાયા
સાડી છુટી નાહિ હય—
સહેર ચમનમે લાલા
લાજ છાંડી ક્યસી........મધુ
મોતન માલા તુટ ગઇ
મય ભયસે બની બે ધ્યાન
શ્યામ અધર રસ લુંટ રહે
મય દેખ રહી હય રાત

( સૂચીત-શેરે કાબુલ )

ઉભરે જોબનકે ડાલા કુચલ જાય
મય ન સહસકી ચીખ ઉઠી.

તબલચીએ જોશથી નરઘાં પર હાથ માર્યો, વિષયાએ ધુંદઠી ફરીને એકચિત થયેલાના આતુર નયનો પાછા ખેંચાયા આમંત્રિત મહેમાનો માંહેમાંહે વાતોના તરહ તરહના ગપાટા ચલાવા લાગ્યા. '

કેમ ! કેવો નાચ ! આખા ભવાનીપુરની માનીતી.

" વાહ આવો નાચ, અને આવો સુંદર જલસો તો મેં આજ અહીંજ જોયો. નાચ, ગાયન, અને જલસામા કાંઈ પણ મણા નથી તેમતો મારે કહેવું પડશેજ ! "

" કયાથી મણા હોય ? શું રામપ્રસાદ શેઠને ત્યાં નાણાની કાંઇ મણા છે કે તે આવા પ્રસંગોમાં મણા રાખે ! ને તેય ! જે. પી. ના ઇલ્કાબની ખુશાલીમાં ! "

ત્રીજાએ ટાપસી પુરી

" વિષયા, અરે વિષયા ! તારૂં ગાણું કાતિલ ! કમાલ કરી તેં તો ! વાહ ! " આમ વાતોના ગપાટા સભાજનમાં ચાલવા લાગ્યા. "

" તો રામુભાઇ બીજુ થવાનો હૂકમ આપોને ? " તેમાનાં એકે રામપ્રસાદને વિષયાને બીજુ ગાવાનો હૂકમ આપવા વિનતિ કરી.

" હવે રાત્રીના ત્રણ વાગવાનો અમલ થવા આવ્યો છે તો જરા શાંતિ પૂર્ણ આરામ લઇએ તો. ઠીક ! પછી તમારી સર્વની મરજી ! "

" કાંઇ નહી ! એકાદ થવા દયો ! પછી ! શું આખી રાત્રી આનંદમાં વિતાવ્યા બાદ પ્રાતઃકાલમાં દાતણ ચહાના કાર્યથી પરવારી

જે નિંદ્રા મય થઇશું તે આખો દિવસ પેટ ભરીને ઉંઘી લઇશું ! બોલો ! પછી છે કોઈ ? ."

" તો તમારી ઇચ્છાને આધીન છું " આમ કહી વિષયાએ પાછું ગાવાનું અને નાચ શરૂ કરવાનો હુકમ કર્યો.

વિષયાએ પોતાના સાગરીતો પાસેથી આણેલા દિવ્ય તેજસ્વી ગુલાબના ફુલ લીધાં અને કટીભાગ પ્રદેશ પર તે ખોસ્યા આ નવોનાચ જોવા ગૃહસ્થો ઝીટઆડી તેની તરફ જોઈ રહ્યા—

વિષયાએ બધાંની અજાયબી વચ્ચે ગાવા માંડયું

કોઇ ગુલાબ લ્યો દીલ રંગી,
મોરા ગુલાબ દીલ રંગી;

" રામપ્રસાદ ! હું તો જઇશ ! મારી નયનો નિંદ્રાથી ઘેરાય છે. માટે મને જવાની રજા આપશો ? "

" આમ શું કરે છે ! બેસને ! જો આપણા માટે ખાસ નવો નાચ કરે છે ? ને તું જવાની વાતો કરે છે તે સારૂ કહેવાય ! "

" ના ના રાત્રીનો છેલ્લો પ્રહર બાકી છે ! જરી શાંતિમય નિંદ્રા દેવીના ખોળામાં આળોટસું ! ત્યાર પછી બીજુ કામ કાજ સુઝશે ! "

" ના એમ ! હોય તો આહીજ પાછળના ખંડમા સૂઇ રહે !

" તો મ્હને જવા દેવામાં શું વાંધો છે ? "

" ભલે જાવ ! "

અને આજ્ઞા મળતાં તુરતજ તે ત્યાંથી રવાના થયો. વિનું— રામપ્રસાદનો જીગરજાન મિત્ર હતો. મોડો આવ્યો છતાં વ્હેલો ગયો. તેથી બધાને અજાયબી ઉત્પન્ન થઇ.

અડધા કલાક પછી વિષયા શાંત પડી. નાચી નાચી તેની કડી દુ:ખવા આવી હતી. આજ તેણે મન મુકીને ગાયું હતું પ્રેક્ષકોના મન તેણે હરણ કરી લીધાં હતા કેટલાક ઉછલંખ જુવાનીયા પોતાની વિષય વાસના તૃપ્ત કરવા ખાતર તેના નામની માળાના મણકા ફેરવી રહ્યા હતા. તેને મેળવવાના ઘાટો તે મનમાં ઘડી રહ્યા હતા.

વળી કેટલાક તો તેમની જોડે વાત કરવા પણ પ્રસંગ શોધી રહ્યા હતા. ને તે જાણે કે કોઇ દેવ આગળ આપણે વાત કરવાનું આપણું મહદ ભાગ્ય સમજીએ તેના કરતાં પણ વધુ.

છેવટે તમામ વિખરાયા વાતોનો અવાજ અને સીડીના પગથીઆના ધબકારાનો અવાજ આખુ શહેર ગજાવવા પૂરતો હતો.

અંતે તમામના ગયા બાદ ત્યાં શાંતિ ફેલાઇ તમામ નિંદ્રાધીન થયા. તે પ્રાતઃકાળની આવાગમનની છડી પોકારાઇ.





## પ્રકરણ બીજું.

### જે. પી નું ખુન.

પ્રાતઃકાળ થવાના ચિન્હો સ્પષ્ટ દેખાતાં હતા. પ્રભુ પ્રભા કરના રેશ્મ કિરણો કાંઇ કાંઈ તેજ પ્રસારી રહ્યા હતા. કુકડાઓ પણ તેમના આ ગમનના અસ્ટસ્ફટ અવાજે કરી માનવોને જાગૃત કરતા હતા.

માનુષ્યો પણ આળસ પરહરી નિંદ્રાને ત્યાગી રહ્યા હતા. અગાસાનો પણ વરસાદ વરસી રહ્યો હતો, ઘણા ધુમ્રપાન કરતા હતા.

તેવામાં ત્યાં બુમ ઉઠી કે આપણા નગરના પ્રખ્યાત શેઠ રામપ્રસાદ જે હમણાંજ જે. પી. થયા હતા તેમનું ગઇ કાલે ખુન થયું છે.

પણ ગઇ કાલ રાત્રે તો તેમને ત્યાં મિજલસ હતી તે ખૂન! આ પ્રશ્ન જન પ્રજા ખુબ ચર્ચાતો.

બીચારાઃ કેવા ભાવનાવાળા! અને દયાળુ! તેમનું ખૂન શા કારણે? કોણે કર્યું હશે? ખૂન કરવાનું કારણ શું હશે?"

" ના ખોટી વાત્ ! ગઇ રાત્રે તેમને ત્યાં મિજલસ હતી ! તે વખતે તે હયાત હતાં તેમજ સુખ રૂપે પુર્ણ આરામમાં હતા ! ને તમો કહો છો તેમનું ખૂન થયું તે વાત કેમ મનાય ? " ત્યાં ઉભા રહેલા એ તે વાતને ખોટી ઠરાવવા પ્રયંતન કરવા માંડયો.

" કાંઇ નહી ! નરાધમો ગમે ત્યારે પણ તેનું ખુન કરે ! અદાવત હોય તો તેમનું ખૂન કયારે થશે તે કહી શકાય નહી. માટેજ માનવું પડે છે ના ! " તેવામા ત્યાનું પેપર પણ પ્રગટ થયું તે વખતે આટલા બાધુા પેપરોનો—વર્તમાન પત્રોનો રાફડો ન હતો તેમા પણ નીચે પ્રમાણે બીના જણાવી તેના અધિપતિએ લંબાણુ આર્ટીકલ લખ્યો હતો.

" અમને જણાવતાં અતીશય ખેદ થાય છે કે આપણા પ્રખ્યાત શહેરી રામપ્રસાદ જે. પી. જેઓ ગઇ કાલેજ પોતાના ત્યાં મેળાવડામા ખુસનુમા ચહેરે ફરતા હતા. તેમનું કોઇ નરપિશાચે ખૂન કર્યું છે. અમે આ બાબત ખૂબ જોસ પૂર્વક ચર્ચવા માંગીએ છીએ, આશા છે કે ખૂન સંબંધી સરકાર તપાસ ચલાવી ખુનીને ઘટતી સજા આપશે. પ્રભુ મરનારના આત્માને શાંતિ આપો. "

આ ચર્ચાના અંતે આ લખાણથી પ્રજામાં વધુને વધુ ગમગીરી ફેલાતી ગઇ ભવાનીપુરના તમામ લોકો હડતાળ પાડી કામકાજ બંધ રાખી શોકમય દિવસ પાળવા લાગ્યા આ બાબતની ખબર તુરતજ રાજમાં મળી રાજ્ય તરફથી ડીટેકટીવને તે ખુનની તપાસ કરવાનું કામ સોંપાયું.

હરિવદન ભવાનીપુરનો બાહોશ છુપી પોલીસનો અમલદાર

 

હતો. તેને આ ખુનની તપાસ કરવાનું કામ સોંપાયું તે જાણી પ્રજામાં વધુ આનંદ ફેલાયો.

હરિવદન સરકારી અમલદાર ડોક્ટર શાહ ખૂનવાળી જગ્યાએ તપાસ અર્થે જઇ પહોચ્યા.

રામપ્રસાદનું દીવાનખાનું ભવ્ય ? અને ઝગમગાટ દીપક અને તસ્વીરોની હારોહાર કાંઇક અલોકીક તેજસ્વી ભાસ આપતું દિવાનખાનું આજ પ્રજા જન અને અમલદારોથી ભરાયું હતું. ઘણા આ કૌતુહલથી આશ્ચર્ય થયા હતા ઘણાંની આંખોમાંથી અશ્રુધારા વહેતી હતી.

આખા કુટુમ્બના માણસો શોકાતુર નયને ઝળઝળીઆ ભર્યા નયને તપાસનું પરિણામ જાહેર કરી સાંભળવા તૈયાર થયા હતા. આ તમામ કરતાં બીજી બાજુ ખૂણા પર ઉભી ઉભી આંખમાંથી અસ્ખલીત નીર વહેધરાવતી બાળા મલીન વસ્ત્રો પરીધાન કરી ઉભી હતી.

" બા ! છાની રહે ! આમ નાહિમ્મત કેમ બને છે ? જો હરીવદન હમણાં આવી પહોંચશે ! તપાસ કર્યા બાદ તે ખૂનીને પકડશે ને તેમને ઘટતો ફેંજ અપાવશે તું ધીરજ ધર ! " તેને રડતી છાની રાખવા ત્યાં બીજી સ્ત્રીએ આવી ધીરજના વચન કહ્યા.

" ઓ ! મોહીની ! તું મ્હને કહે છે તો ખરી ! પણ વિચાર કર ? નિખાલસ હૃદયથી સર્વ પ્રિય ? રામપ્રસાદના મરણથી કોનું હૃદય સવીત થાય નહિ ? મારું હૃદય તો ચુર્ણ વિચુર્ણ થાય છે ! હું જાહેર કરું છું રામપ્રસાદના આત્મા! પવિત્ર આત્માદ્વારા આ હૃદય વિરોધી વામાનો દૃઢ સંકલ્પ સાંભળી ! ધીરજ ધર ! " રામપ્રસાદનું ખૂન

કરનાર નરાધમને ત્રણ માસમા પકડીને હું ફેંજ આપીશ” આમ કહી તેણે પોતાની કટાર નગ્ન વસ્થામા બહાર કહાડી,

“ ગુણીબા ! વિચાર કરો ! પ્રભુ આપને ફતેહ આપો ! પણ આપ હરિવદનની સહાય લેવાનું ભૂલતા ના !”

એટલામા હરીવદન અને ડોકટર પણ ત્યા આવી પહોચ્યા. બધા તેમનો અભિપ્રાય જાણવા તત્પર થયા. હમણા તપાસીને તે શું જાહેર કરશે ? તે જાણવા લોકો આતુર નયને જોઇ રહ્યા.

ડોકટરે પૂર્ણ તપાસ કરી. ને જાહેર કર્યુ કે શ્રી રામપ્રસાદનું ખૂન થયું છે. રીવોલ્વરનો સખ્ત ઘા માથામા પડયો છે ? આ જાતનું જાહેર થતાં ફરી પાછી પેલી સ્ત્રીની આખોમા આસુની શેરીતા વહેવા લાગી.

“ ગુણસુદરી શાત થા ! વીરની માફક તું વેર લે ! પણ કાયરતાની માફક નિર્બળ બની આંખમાંથી અશ્રુ શામાટે વ્હેવડાવે છે ! ધીરજધર ! ”

અને તુરતજ ગુણસુંદરી શાંત થઇ. પોતે લીધેલી ભીષ્મ:પ્રતિજ્ઞા પાળવા માટે બળ આપવા દીનદયાળુની પ્રાર્થના કરવા લાગી.

હરિવદનરાયને તે કામની-ખૂન બાબત તપાસ કરી ખૂનીને પકડી પાડવાનું કામ સોપાયું. ડોકટરે પોતાનો લેખીત અભીપ્રાય લખી આપ્યો. હરીવદને તેનો ફોટો પાડીને તુરતજ કબજે કર્યો. ને સર્વ વિખરાયા.

કુટુમ્બીજનોમાં પણ શોક વ્યાપ્યો હતો. દરેકના મુખ ઉદાસ જણાતા હતા. સાજના ઘરમાં બળતો દીપક જે રોજ ઝગમગાટ સમાન ભાસ આપી રહયો હતો તેજ દીવો આજ ગ્લાની પ્રગટ કરી

એ દુઃખનો શોકમય સંદેશ આપી રહયો હતો. બધાના વિખરાયા-બાદ રામપ્રસાદના ખંડમાં ગુણસુંદરી એકલી ઉભી રહી. આખા ગામમા દિપકો પ્રગટયા પણ રામપ્રસાદને ત્યાં—અને તેમાંય ગુણસુંદરીના હૃદયમંદિરના દીપકો તો બુઝાઇ રહયા.

ગુણ સુંદરીએ પોતે લીધેલી પ્રતિજ્ઞા અને ઘડીમાં રામપ્રસાદનું મૃત શરીર તેને વધુ અકળાવતાં હતા. વળી પાછી તે હીમ્મતવાન ચૈતન્યવાન પ્રાણવાન બનતી અને પોતે લીધેલી પ્રતિજ્ઞા પાર પાડવાના તરંગમાં ડૂબી.

ઉન્હાળાના ગુલાબી પવનની લ્હેરો છૂટી. અને તેમાની થોડીક લ્હેરોથી રાત્રીના બાર વાગ્યા સુધી વિચારગ્રસ્ત ચીતે બેસી રહેલી ગુણસુંદરીને કાંઇક ટાડક વળીને તે સ્હેજ આળોટી.

નિંદ્રા દેવીની સ્વારી તેનીપર સ્વાર થઇ શોકાતુરવાળા હૃદય દીપક બુઝાયલી બાળા ગુણસુંદરી ઉંઘમાં બેભાન બનીને સૂતી બ્હારી-એથી આવતો શીળો વાયુ તેના સુકોમળ લટો આમતેમ ફેંદી નાંખતા હતા કેટલીક તો તેના કપોળ પ્રદેશ પર જઇ શોકાતુર બાળાના મલીન રૂપમાં વધારો કરતા હતા.

આખરે ગુણસુંદરી વિચાર તરંગોમાંથી નિંદ્રાના સ્વપ્નાવસ્થાના તરંગો મ્હાણવા લાગી.





## પ્રકરણ ત્રીજું.

### ગુણસુંદરી !

વ્હાલા પાઠકો !

આપણે હજી ગુણસુંદરીથી અજ્ઞાત છીએ. ગુણસુંદરી કોની પુત્રી વીગેરે તમામ હકીકત આપણે જરૂરી છે.

ગુણસુંદરી રામપ્રસાદની માનીતી દીકરી હતી તેમ નથી તેમ તે તેની કોઇ સગી પણ ન હતી પણ કેટલાક વખતથી તેણે ગુણસુંદરીને ઘરમાં રાખી હતી લોકો ભાતભાતની વાતો કરતા હતા. કેટલાકની તો સખ્ત માન્યતા હતી કે ગમે તેમ હોય પણ ગુણસુંદરી રામપ્રસાદની પ્રેમીકા હોવી જોઇએ.

અને તે માન્યતા કેટલાક અંશે સાચી હતી તે પણ આપણે આગળ જોઇશું ! ભવાનીપુરના તેમનીજ જ્ઞાતિની વગર માબાપની બાળા તે ગુણસુંદરી ! બાગમાં ઉભય પ્રેમીઓનું પ્રથમમિલન થયું ! અને તેજ તેમના પ્રેમની ગાંઠ ત્યારબાદ જ્યાંસુધી ગુણસુંદરીના પિતા જીવ્યા ત્યાં સુધી ઉભય પ્રેમીઓ બાગમાં મળતા અને હૃદય સ્પર્શી વાતો કરી બન્ને ઘડી ભર મનોમુગ્ધ થતાં.

વખત વખતનું કામ કર્યે જતો હતો. આજ અપોરના ઉભય પ્રેમપંખીઓ બગીચામાં એકઠા મળ્યા ને દીલ ખોલી વાત કરી ગુણી શરમાળ ગુણી પોતાનું કાંઇ કહેવાનું હતું તે દાબી રાખનાર ગુણી જે અત્યાર સુધી પ્રેમમાં મસ્તી હતી જેનામાં પ્રેમની અપૂર્વ મસ્તી હતી તે ગુણસુંદરી શરમાઇને તે કાંઇ બોલી નહિ. તેનો વિચાર–તેનું હૃદય રામપ્રસાદ કળી ગયા તેણે ગુણસુંદુરીનો સુકોમળ હસ્ત પોતાના હાથમા લીધો; દબાવ્યો ને વ્હાલથી તેનીપર ચુમ્બનોનો વરસાદ વરસાવીને તે બોલ્યો. "ગુણી ગુણી! હવે તું શરમાય છે કાં! અત્યારસુધી તો તેં શરમને છોડી! ખુલ્લી વાતો કરી! પણ હવે! શરમાયે તે કાંઇ દી વળે? તું ભૂલી કયા જાય છે? શરમાય તે કરમાય?" શોડમા ગુણસુંદરીને લેતાં રામપ્રસાદે કહ્યું.

પણ ગુણસુંદરી તો મુગ્ધજ બેસી રહી.

વ્હાલી! ગુણી! બોલ! ચાલ હવે તારા પિતા નથી! તો મ્હારે ત્યાંજ રહેજે! અને વખત આવતા આપણે લગ્નની પવિત્ર ગ્રંથીથી જોડાઇશું!

"જેવી આપશ્રીની મરજી!" ગુણસુંદરી જાણે ઉપકારના ઢગલા તળે દબાયલી હોય તેમ તે બોલી ઉઠી, અને તેઓ તુરતજ બંન્ને જણા રામપ્રસાદના ઘર આગળ આવી પહોંચ્યા.

હવે આપણે આપણી વાર્તા પ્રવાહમાં આગળ ચાલશું. ગુણસુંદરી હજી સ્વપનાવસ્થામાંજ હતી. આંખો આગળ ભયંકર આગાહીઓ તરવરી રહી હતી. ઘડીમાં તે બડબડ બોલતી. કાંઈ બડબડતી આવી સ્થીતી તેની ચાલતી હતી તેવામાં તે એકદમ ભડકીને જાગૃત થઇને બેઠી થઇ.

" ઓ ! વ્હાલા ! આપણા મનોરથો ! આપણી આગાહીઓ ! આપણા ભવિષ્યના સુખદ તરંગો ? પ્રાણ ! કયાં આપણો બાગમાંનો પ્રેમ વિનોદ ! વ્હાલા ! કયાં ત્હારા પ્રેમાળભર્યા આશ્વાસન ! આ શું ? આ દૈવનો કોપ ! વિભુ ! તું મારી પાછળ કેમ પડયો ? મારા કયા ભવના પાપે મારા પર દુઃખના વાદળ વરસી રહયા છે ! મેં અભાગણીએ માતા ખોઇ ! પિતા ખોયો ! અને આ મારો આશરો આપનાર મારો આધાર ! તે પણ મારા ભાગ્યમાંથી વિધાતા ! ક્રુર વિધાતા રૂઠીને ! યમના દૂતો ખૂંચવી લઇ ગયા ! મારૂં જીવન એળે ગયું !" ઓ ! દૈવ હવે શું કરૂં ? આપઘાત કરૂં ?"

" ના. ગુણીઆ ! સબુર ! તમારી લીધેલી પતિજ્ઞાનું તમારૂં ભવિષ્યનું કાર્ય સંભાળો ! પછીજ વાતો કરો ! શોકમય રહો છો! પણ તમારા કાર્યની સમિક્ષા કરવાનું કાર્ય મારૂ નથી આપનું છે. પણ આપે તે બદલ તૈયાર થવાનું છે । હવે મૃતદેહના સ્વપ્ના ધડી તમો હું શું કરી શકવાના હતા ! "

" હા ! ખરેખર ! હું પણ નિર્બળ કાં બનું છું તેમના ખૂનીનો પત્તા મેળવીશ ત્યારેજ હું જંપીશ ! ત્યારેજ મારા વ્હાલાના હૃદયને શાંતિ મળશે ! " આમ કહીને પાછી તૈયાર થઇ.

આ વખતે પ્રભાતનો સમય થવા આવ્યો હતો. મરઘડા વાંગી વાયાના સમાચાર જગતભરના માનવીને આપી રહયા હતા.

માનવીઓ પણ નિંદ્રામાથી જાગૃત થયા હતા. કેટલાક જાગૃત થતા હતા. પાણીઆરીઓ પાણી ભરી ઘરનું કામકાજ કરતી. ઉદ્યોગનો અપૂર્વ દાખલો આપતી હતી. આ વખતનો દેખાવ આંખને ભવ્ય લાગ્યો હતો !

પ્રાતઃકાળમાં પ્રભુ સૂર્યનારાયણના રાક્ષી કિરણો પાણીમાં પ્રતિબિંબ પાડી દુનિયાને રકતવર્ણી બનાવવા તૈયાર થયા હતા. પ્રભાકર પ્રભુનો રથ હજી વધુને વધુ ઉંચો ચડતો હતો. તેમની સ્વારી આવતા પહેલા ઉષાએ લાલપીળા વર્ણના સાથીઆ પુરી સુર્ય પ્રભુનો માર્ગ પાવન કર્યો.

અને સૂર્યનારાયણ આવતાં તેમને ભેટી પડી. તેમનામાં મળી ગઈ

ગુણસુંદરી અસ્વસ્થ મને ત્યાંથી ઉઠી અને આમ તેમ ફરવા લાગી તેવામાં તેની નજર પાસે પડેલા ટેબલ પર પડી. તો તેના પર લોહીથી ખરડાયલી છુરી પડી હતી. તેના ઉપર આંગ જણાતા હતા ગુણસુંદરીએ તે અજાયબીથી લીધી. અને આંખમાથી અશ્રુ ધારા દડદડ વ્હેવા લાગી. વળી પાછી તેણે ખૂબ તપાસ કરીને તેની સહચરીને બોલાવી તે હાજર થઇ અજાયબીની વચ્ચે તેણે ક્રોધીત અને અને જવાળામુખીવાળી આખે તેના હાથમા તે છુરી મૂકીને જણાવ્યું કે " જરૂર આ છુરીથીજ રામપ્રસાદનું ખુન થયું છે ! તેના પર આગળીા પડયા છે. આ ખૂની. આ આગળાવાળો કોણ જણાય છે ? "

" બા ! અજાયબ ભેદ ! આ આગળા તો ઘણા ભાગે વિનુના જણાય છે ! " કોણ ! રામપ્રસાદનો માનીતો વિનું ! ના ના તેમ હોયજ નહિ ! "

" ચોકકશ મારૂં તો માનવું છે કે આ વિનુભાઇનાજ કારસ્થાન છે ! પછી આપમાનો તે ખરા ! "

" અરે ! જા ! ભૂલી કાં જાય છે ? વિનું કદી પણ તેવો નિષ્કુળ ન થાય. ! "

આ વાત ચાલતી હતી તેમા ત્યાં અવાજ થયો ગુણસુંદરીની

સહિયર ત્યાં અવની પર આળોટી મૃત્યુના મુખમાં આવી પડી અને અને તુરતમાં ત્યાં " શું થયું ? " કહેતો વિનુ આવી પહોંચ્યો.

આ દશ્ય ગુણસુંદરીની આંખ શામે તગવળવા લાગ્યું. વિનુનો ગભરાયેલોજ લાગતો હતો. કેમ જાણે તે અતીશય બીન્યો ન હોય ?

" ગુણીબા ! જો તમે મારૂં કહેવું માનતા હોય તો હવે આ હોલ છોડો ! નરાધમો આપણી પાછળ પડયા લાગે છે ! તેવામાંજ ત્યાં ચીઠી આવી. વિનુ આથી વધુ ભયભીત થયો, ગુણસુંદરી ઘડી ભરતો ચીઠી જ્યાંથી આવી હતી તે તરફ ટકી ટકીને જોઇ રહી. છેવટે ચીઠી ઉઘાડી તેમાં આ પ્રમાણે લખ્યું હતું.

" કુલટા ગુણસુંદરી !

મા બાપનો જીવ લઈ તું રામપ્રસાદની પાસે સુખ ભોગવવા આવી પણ ત્હને કયાં ખબર છે કે તારા વિયોગે ઝુરીમરૂં છું !

રામપ્રસાદનું ખૂન કરવાનું મુખ્ય કારણ પણ તેજ છે ! જોતું મને મારા ઉછંગે આવી બેસે તો આ પિશાચી ધંધો છોડવા હું કબુલ થાઉં છું !

બાકીતો તું કોઈપણ રીતે સુખી થનાર નથી. તે ખામી રાખજે

લી૦ ત્હારો પ્રેમી ! રામપ્રસાદનો

ખુની———"

" ઓ ગુણીબા ! આ શું ? તેને ખબર છે કે વિનુ હજી રૂઠયો નથી. ત્યાં સુધી નહિતો કોના ભાર છે ! નરાધમો સાંભળો ! હવે તમારૂં આવી બન્યું છે ! " વિનુ ત્યાં ગર્જી ઉઠયો.

" શું મ્હારો પ્રેમી ! ઓ વિષય વાસનાના નીચકીડા ! સાંભળ સીંહ કદી પશુ—ગમે તેટલો ભૂખ્યો હોય છતાં પણ તૃણ—ઘાસ કદી

ગ્રહણ કરશે નહિ ! નરાધમ ! ભલે ગુણી અભાગણી હશે ! પણ મારા હૃદય વલ્લભા ! રામપ્રસાદના ખુનીનો પતો મેળવીશ ! અમારો પ્રેમ વિશુદ્ધ હતો વિષય વાંચ્છનાના અમો કીડા ન હતા. તે ખાત્રી રાખજે !

હું ફરીથી પ્રતિજ્ઞા કરૂંછું કે જ્યાસુધી તને પકડી પુરતી શીક્ષા ન અપાવું ત્યાસુધી આ ગુણસુંદરી અબળા નહિ પણ યક્ષણી થશે ! જરૂર પડે પ્રબળા બનશે ! તે ખાત્રી રાખજે ! જા ! નરાધમ ! પાપ ચાર દિવસ ઢાકયું રહેશે ! સૂર્ય કાઇ છાબડે નહિ ઢંકાય ! ” અને તુરતજ ગુણસુંદરી ચાલી ગઇ. પાછળ તુરતજ વિનુ નીકળ્યો.

ગુણસુંદરીએ ભિષ્મ પ્રતિજ્ઞા લીધી હતી. પણ - હરિવદન ડીટેકટીવના શીર પરથી કાંઈ બોજો ઉતર્યો ન હતો ગુણસુંદરી છુરી હાથમાં લઇ તે તુરતજ પોતાના રૂમમાં ગઇ. અને બ્હારથી હરિવદન ખૂનને લગતી તપાસ કરવા આવ્યા.

હરિવદન જેવા અંદર જતા હતા તેવામાં પાછળથી એક છોકરાએ આવીને પૂછ્યું “ હરીવદનરાય આપનું નામ ?”

આ નાનીવયના તોફાની શીશુ તરફ જોઇ હરિવદનરાય ઘડીભર થંભ્યા. અને માયાળુપણે બોલ્યા. “ હા ! શું કામ છે ?”

“ આ લ્યો આપની ચીઠી. ” આમ કહી તે તુરતજ રવાના થયો હરીવદનરાય તેની તરફ આખ મીટીને જોઇ રહયા. છેવટે તે દૂર દૂર ચાલી ગયો ને હરીવદને ચીઠી ફોડી તો તેમા આ પ્રમાણે લખ્યું હતું....

“ હરીવદન—”

મિત્ર તરીકે મારે તને સલાહ આપવી. રહી કે તું આ બાબત હાથ ધરતો ના ! ગુણસુંદરીના લીધે આ પરિણામ આવ્યું છે ! તારે દુનીયામા હજી ઘણા કોડ પુરા કરવાના છે ! હું તારા લાભાર્થે તને કહુંછું કે આ બાબતથી વેગળો રહેવામાં સાર છે. ને રહેજે ! પછી તો તારી મરજી હું જાણુંછું કે તું હઠીલો છું ! પણ તારો પ્રાણ બચાવવો હોય તો દૂર રહેજે.

લી૦ ત્હારો સ્નેહી."

"ઓહ ! આ કોણ ! મ્હારો સ્નેહી ! મને નાલાયક બનાવનાર ! એ નરાધમ ? તું હજી પણ મ્હને ભૂલી કાં જાય છે ? મ્હેં ભલભલા કેસો પકડયા છે ! તો પછી તને રામપ્રસાદના ખુનીને પકડવામા હું શું પાછો પડીશ !"

આમ વિચારો તરંગો દોડાવતો તે ગુણસુંદરીના ખંડ તરફ પ્રયાણ કરી ગયા. ગુણસુંદરી આ વખતે મનમા ઉદ્વેગ પામતી ત્યાં કોચ પર બેઠી હતી. હરિવદનરાયને જોઇ તે તત્કાળ ઉભી થઇ, અને પેલી છુરી લેવા હરિવદનરાયને આંખના ઇશારાથી સત્કાર આપીને ગઇ.

હરિવદનરાય ત્યાં બેઠો. નોકરે ઉપસ્થીત થઇ ત્યા ચહાના બે પ્યાલા રજુ કર્યા. ગુણસુંદરી અને હરિવદનરાયે તેને ઇન્સાફ આપ્યો ત્યારબાદ તેઓ વાતોમાં વળગ્યા.

છુરીની તમામ હકીકત પેલી ચીઠી અને તેની સહચરીનું મરણ વૃતાન્ત ગુણસુંદરીએ કહી બતાવ્યું.

તેવોજ ખુલાસો હરિવદને પોતાને મળેલી ચીઠી આપી તેને કર્યો

ગુણસુંદરીનું મસ્તક ભમતું હતું શરીર સ્થીતી નરમ હતી આથી હરિવદન કેસની તપાસ કાલપર રાખી ત્યાથી નીકળ્યા. ગુણસુંદરી પણ તાજી ખુશબોદાર હવા લેવા તે પોતાના બંગલા પાછળના બાગમાં ગઈ. વાયુ શીતળ લહેરે છોડી ગુણસુંદરીના લટીઆને આમતેમ ઉડાવી કાંઇ અલૌકીક રૂપ આપતો હતો. ગુણસુંદરી આ વખતે વિકાળ જણાતી હતી—





## પ્રકરણ ચોથું.

### "હરિવદન ક્યાં!"

હરિવદન ગુણસુંદરી પાસેથી નીકળીને બહાર ગુણસુંદરી ત્યાથી પોતાના પ્યારા રામપ્રસાદના બગીચામા ફરવા ગઇ તે આપણે જાણી ગયા છીએ.

રાત્રીના નવ વાગ્યા તદપી પણ પોતાના પ્રાણવલ્લભ ન આવ્યા તેથી પુષ્પાને ચીતા થવા માડી આંખો ફરકવા લાગી. શરીરના અંગો અસ્થવસ્થ થતા માલુમ પડવા લાગ્યા તે ઉપરથી પુષ્પાને ભયની આગાહી જણાવવા લાગી.

પુષ્પા પતિના વિયોગથી પતિની રાહ જોતી બાળા પાણી વગરની માછલી કેવી હોય? માથા ઉપર દુઃખના વાદળ આવવાની આગાહીના ચિન્હો જણાય છે! તમારા અંગો તમને તે સૂચવે! ત્યારે તમારૂં મન કેવું ઉદ્વેગ પામે છે! અનુભવીજ જાણે!

પુષ્પા પતિનો વિરહે ઝુરતી બહાર કોઇ આવતું અગર તો પવનથી પીપળાનું પાન ખરતું તો પણ "કોણ?" આ પ્રશ્ન ઉલટ ભેર પૂછતી પણ ત્યા કોણ હોય? કે જવાબ આપે ત્યારે તે નીરાશ થયેલ બાળા પાછી વિરહ બનતી.

હાય! શું થયું હસે? નાથ કયાં ગયા હશે? શું ખૂનીએ તેમનાપર નીચ હુમલો કર્યો હશે? પ્રભુ! પ્રભુ! મારા શૌભાગ્ય કંકણુનો રાખનારો છું! વિભુ! દિનાનાથ! તારા ચરણુકમળમા હું આપના અશ્રુઓની શરિતા વહેવડાવી તારા પાય ભીંજવી તને લળી-લળીને કહું છું કે નાથ! મારા જીવનનાધારનું તું રક્ષણુ કરજે! દુશ્મનો મહા ભુંડા છે! નરાધમો શું ન કરે? વખતપર જીવ પણુ લે!" આમ બકબકવા લાગી ને વળી પાછી ઘડીભર તે શાંત થઇ પણુ પતિ વીરોણી પ્રમદા ને સુખ કયાં હોય! વળી પાછી તે બોલી "પ્રાણુનાથ! આપણુ આપ ન આવ્યા!" મારા કયા ગુન્હાની મને શીક્ષા મળે છે! તે તો મને જણુાવતું!" નાથ! હવે હદ થાય છે! પ્રભુ આપ વીના મારો પ્રાણુ આ દેહ છોડી જવાની તૈયારી કરી રહ્યો છે!" વળી પાછી તે બોલી." પ્રભુ! તેમને કયા ગુન્હા માટે હજી સુધી તેં રોકી રાખ્યા છે? વળી આ નોકરી? આ તે નોકરી! જીવ જવાનો શોદો! મધરાત્રી અગર તો ખરેબપોર, શાજા કે માદા પણુ તેની પાછળ ટીચાવાનું!"

આ વિચાર વમળ ચાલતી હતી તેવામા બારણુા પછડાવવાનો અવાજ આવ્યો પુષ્પા તુરતજ ઉઠી ને હર્ષમાં ને હર્ષમાં તે દ્વાર ખોલવા બારણુા તરફ ગઇ જતા જતા મનમા ઘણુાઘણુા ઘાટ ઘડયા અને હર્ષના સાગરમાં ડોલવા લાગી.

"હરિવદનરાય કયાં?" બારણું ખોલતાંજ સામો પ્રશ્ન મળ્યો પુષ્પાના હવાઇ કીલ્લામાં ધુળમાં મળી ગયા પ્રાણુનાથ આવ્યાના વિચાર વમળના મણુકા ફેરતી પુષ્પા આ પ્રશ્ન મળવાથી ઘડીભર સ્થંભી ગઇ.

"હજી આવ્યા નથી!" પુષ્પા આખરે સ્વસ્થ થતી બોલી.

"ક્યા ગયા છે?" આવનાર વ્યક્તીએ જુંવાબ સામો પ્રશ્ન પુછ્યો. ખૂનીની તપાસમાં" પુષ્પાએ કંટાળતી હોય તેવો ડોળ કરીને જુવાબ આપ્યો. ક્યારે ગયા હતા?" પેલાએ વધુ પ્રશ્નો પુછવા ચાલુજ રાખ્યા.

"પણ તમે કોણ છો? તેતો જણાવો!"

"હું" "પેલા માણસે આશ્ચર્ય પૂર્ણ અવાજે પૂછ્યુ ને વળી પાછો બોલ્યો "હું તો પોલીસ કમીશનર છું!" પોતાની ઓળખ આપતાં જણાવ્યું.

"કોણ! પોલીસ કમીશનર! અત્યારે મધ્યરાત્રે મારે ત્યા" કહો! કાંઈ મારા પ્રાણવલ્લભના શમાચાર છે? અજાયબ થતા પોતાના પતિના સમાચાર પૂછતાં તેણે જણાવ્યું.

"હરિવદન સાંજના છ વાગે અમારી પોલીસ કમીશનરની ઓફીસ છોડીને ગયા હતા ત્યારબાદ તેઓ ઘર તરફ જવા નીકળ્યા હતા. પણ મને ચીઠી મળી કે "હું હરિવદનરાયને પકડીશ. તમો સાવચેત રહેજો." તે ચીઠી સાચી છે કે જુઠી તે આપણે જાણવી જોઇએ ને તેની તપાસ કરવા હું આવ્યો તો દીલગીર છું કે હરિવદન અહીં નથી.

પ્યારા પાઠક—

આપણે પણ હરિવદન ક્યાં? તેની તપાસ કરી નથી. કેવી રીતે કોના પંજામા સપડાયા તે પણ આપણે જાણુતા નથી તો આ પ્રસંગે તે આપણે જાણવું જરૂરી છે. તો ચાલ આપણે તે જાણીએ અને આપણી વાર્તા પ્રવાહમાં આગળ ચાલીએ.

હરિવદનરાય ગુણસુંદરીના મકાન પરથી ગુણસુંદરીની સ્થીતી ખરાબ જોઇને તે તુરતજ નીકળ્યો તે આપણે જાણી ચુકયા છીએ ને ત્યાથી તે પોલીસ સ્ટેશન પર ગયો.

ત્યા તેમના ઉપરી અમલદાર પાસે ઘણી વાતચીત કર્યા બાદ જ્યાથી તે પોતાના ઘર તરફ જવા નીકળ્યો. રસ્તામાં તે પુરપાટ ઉતાવળો ઉતાવળો ચાલ્યો જતો હતો અવનીપર અંધકારની આગાહીના ચિન્હો જણાતા હતા. આખા દિવસના પરિશ્રમથી કંટાળી મનુષ્યો ઘર તરફ પ્રયાણ કરતા હતા. પક્ષીઓ પણ આનંદ અને ઉલ્લાસથી પોતાના વ્હાલસોયા બાળકોને ભેટવા તેમની ચાંચમાં ખોરાક મુકવા વધુ ઉત્કસ થયા હતા. ને તેથી તે જોશમાં ઘર તરફ પ્રયાણ કરી રહ્યા હતા.

આ વખતે હરિવદનને એક માણસ સામો અથડી પડ્યો હરિવદન વિચાર વમળમા ગુથાયલા હતા પણ વળી પાછા જાગૃત થયા ને પુછ્યું " ભલા માણસ જોતો નથી ! "

" તું જોતો નથી ! વિચારમા ને વિચારમા તારૂં ભાન પણ કયા છે ? ઉપરથી વળી પાછો બીજાને દબાવે છે કેમ ? ઉપરા ઉપરી તેણે હરિવદનને વધુ ને વધુ કહેવા માંડ્યું.

" ચૂપ કર ! તારી આંખો કયા હતી ! હું વિચારમા હતો પણ ત્હારૂં ભાન કયા બળી ગયુ હતું તે તો કહે ? " હરિવદન પણ તેના પ્રશ્નોથી ઉકળ્યા હતા. તેમણે પુછ્યું

" એટલે શું તમારે નહિ જોવાનું ? " આમ કહી તેણે આડી નજરે હરિવદનરાય સામું જોયું ને ચાલવા માંડ્યું.

હરિવદનરાય તેના તરફ શંશય ભરેલી નજરે પાછળને પાછળ

જોઇ રહ્યા, "ચોક્કશ કોઇ બદમાશ હશે?" તે સ્વગત મનમાંજ બોલ્યા. "મારે તેની તપાસ કરવી ?" આમ વિચાર કરતા તે તુરત પાછળ ગયા અને નરાધમથી થોડે દૂર તે ચાલવા લાગ્યા.

જે માણસે તેમને ધક્કો માર્યો હતો તે માણસે સીધા રાજમાર્ગપર જાહેર રસ્તાપર ન જતાં બીજો માર્ગ પકડયો, ગીચ જંગલમા–વનસ્પતીવાળા–ઝાડો વાળા વનમા તેણે પ્રયાણ કરવા માંડ્યું ને તેની પાછળ પાછળ હરિવદનરાયે પણ પ્રયાણ કરવા માંડયું.

પેલાએ ત્રાસી નજરે હરિવદનને જોઈ લીધો ને મનમાજ સ્મીતહાસ્ય કરીને બોલ્યો–"ઠીક છે! મરવાનો થયોછું! નહિ તો મારો પીછો ન પકડે! હવે વારી–આવવા દે!"

આમ બડબડતો તે આગળ ને આગળ ચાલવા માંડયો. છેવટે તે થોડે દૂર ઉભો તેનાથી પચાસ કદમ દુર હરિવદન પણ ઉભો.

પેલા માણસે ત્યા ઉભા ઉભા કાંઇક નીશાની સૂચક અવાજ કર્યો. અને તે અવાજ સાભળતાં પોતાના માણસો આવી ઉભા રહ્યા. આ માણસોને તેણે કાંઇક હાથની નીશાનીથી સમજાવવા માડયા. ને જોતજોતામા માણસો પણ કેળવાયલા પોપટની માફક ચાલ્યા ગયા. આખરે તે એકલો ઉભો રહયો. ને પાછો માણસોની રાહ જોતો ત્યાંજ બેઠો.

દૂર ઉભા ઉભા હરિવદનરાય આ બધો તમાસો જોઇ ત્યાંથી નરાધમને પકડવાના વિચારે તેમણે પ્રયાણ કરવાનો વિચાર કર્યો. ને તે વિચાર અમલમાં મુકવા તે ચાલવા લાગ્યા. રાત્રી ભયાનક હતી. અવનીપર અંધારપછેડો પથરાયો હતો. ને વન પણ અત્યારે

ભયાનકજ ભાસતું હતું ! હરિવદનરાય ત્યાથી ચાલવા લાગ્યા તેવામાં તેમના માથા પર હાથ પડયો.

હરિવદનરાય અચાનક આમ ખભા પર હાથ પડયો તે જોઇ ચમકયા ને તેનું કારણુ પૂછવા ને વધુ ઉત્સુક બન્યો ક્રાધીત થઈ તેણે કમ્મર પર પોતાની પિસ્તોલ તૈયાર કરવા હાથ નાખ્યો પણ ત્યાંથી પોતાની પિસ્તોલ પણ ગુમ થઇ હતી તેણે ખભા પર :હાથ પડેલો તે છોડાવવા ઘણા પ્રયત્નો કર્યા પણ નીરથક ! જબરજસ્ત પોલાદી પંજાની માફક પડેલો હસ્ત તેના ખભા પરથી ન ઊપડયો તે નજ ઉપડયો !

એવામાં ત્યા સમા માણુસોએ આવીને ખભા પરનો ભાગ પકડી તેને ખુબ હલાવીને પુછયું " કેમ હવે કેવી મઝા છે ? હવે તમારા શા હાલ થશે તે જાણોછો !"

"પ...ણુ...મ...ને...પ...ક...ડ...વા...નું.. કા...ર...ણુ ?" તેણે ગુંગળતા અવાજે તેમને પૂછયું.

તને મિત્ર તરીકે સલાહ આપ્યા છતા હજી પણ તું તે. કામમા મશ્ગુલ રહી તો તેનું ફળ મારે તને ચખાડવુંજ રહ્યું ને...તેમાના એકે આગળ આવીને રોશમાને રોષમાં તેણે જણાવ્યું.

" મિત્ર તરીકે કા ?"

" તો દુશ્મન તરીકે !" હરિવદનના પ્રશ્નનો શામોજ વિચિત્ર પ્રત્યુત્તર આપ્યો.

" મને મારા કામમાથી અળગા થવાની મારી કીર્તી પર સદાને માટે કાળું કલંક ચડાવવાનું અને મને હીચકારો બનાવવાનું જગતમા મારી કીર્તીને ઝાંખી પાડવાનું કહેનાર–મારો શુભેચ્છક

મિત્ર ! કેમ ખરૂંને ?" હરિવદને તે તરફ તીરસ્કાર બતાવતાં તેણે કહ્યું.

" તોશું ? ત્હારી વ્હાલસોઈ પત્નિને તારા હેતના કડકા બાળકોને વિધવા અને માબાપ વગર રખડવું પડે તે કરતા આ કાર્ય છોડી–જીવનભર તું સુખેથી બેઠા બેઠા ખાય તેટલા નાણા તને મળે ! તેમ ગોઠવણ થાય અને તે કરી આપવાનું શાહસ કરનાર તારી જીંદગી સુખમા જાય તેમ વાચ્છનાર ત્હારા મિત્ર તરીકે કેમકે પેલી વ્યક્તીએ પોતાને મિત્ર તરીકે ઓળખાવી. તેના લાભો સમજાવવા માડયું

પેલો ઝાડ આગળ બેઠેલો માણુસ હજી તે તરફ તાકીને જોઇ રહયો હતો. ઘણીવાર સુધી તે તેમજ બેસી રહયો આખરે કંટાળ્યો હોય તેવી સ્થીતીમા તે ઉભો થયો ને પેલા તરફ જોઇ રહયો ઘડી ભર તો વિક્રાળ થયો ને પાછો કંટાળી બેઠો. ! હજી પણ કેમ ન આવ્યા ! તે સ્વગત બબડયો ને પાછો ઉભો થઈ તેણે સંજ્ઞાસૂચક અવાજ કર્યો.

" ચાલ હવે અમારા સરદાર પાસે ! " તેને પકડતાં તે ટોળામા ના એકે જણાવ્યું અને સર્વ ચાલવા લાગ્યા. વચમા હરિવદન ભય ભીત દશામા ચાલવા લાગ્યો. આખુ વન અને હમણાજ વરસાદ થઈ ગયેલ હોવાથી ભીની હવાવાળી જમીન—અને ભેજવાળો પવન–વળી નાની નાની લીલોતરીવાળી–હરિયાળી અને થોડુંક ઘાસ આ બધું ઓળંટતા તેઓ ચાલવા લાગ્યા.

આખરે તેઓ પેલા માણુસ પાસે આવી પહોંચ્યો પેલો માણુસ તેમને જોઇ ઉભો થયો ને બધા દૂર થયા તેણે પેલાને પકડયો ને જોરથી બુમ પાડી. પૂછ્યું " કેમ ! કોની આંખો છે ! હવે તમે કોના પંજામાં છો તે જાણો છો ના ? હું ધારૂં તો તમને અત્યારેજ

પુરો કરી શકુ છું ! પણ મ્હને તમારી સ્ત્રીની દયા આવે છે ! તમે મારા દુશ્મન છો પણ તમારી સ્ત્રીની ગરીબી તસ્વીર મારી શામે ખડી થાય છે. તેનાથી મારૂં હૃદય દબે છે !! ભલે હું રામપ્રસાદનો ખૂની છું પણ સ્ત્રીયો પર તો હું રહેમ રાખુ છું માટે પુષ્પાના સૌભાગ્યને ખાતર તમને જીવતાજ રહેવા દેવા માગું છું " પેલા માણસે તેના તરફ ત્યાની નજર બાતાવતાં કહ્યું ને વળી પાછું પૂછયું " બોલ તારી શું મરજી છે ! "

" તું ગમે તેવા કારસ્થાનો કરીશ ગમે તે કરીશ. પણ ત્હારા કૃત્યો તો મ્હારે ઉઘાડા પાડેજ છુટકો ! ભલે તે તો સારૂં કામ છે. મૃત્યુ તો હમો છુપી પોલીસના માણસોના હાથમાં લઇને ફરીએ છીએ તો પછી અમો શા કારણે ડરીએ ? ભલે મારી નાખવો હોયતો મારી નાંખ? પણ હું મારૂં કર્તવ્ય કદીપણુ ચુકીશ નહિ ! "

" એમ કે ! " હરિવદન તરફ રોષ ભર્યા અવાજે કહયું " જાવ આને ઝાડ સાથે બાંધીને પેલી શીક્ષા ફરમાવો ! લઇ જાવ પલાયન થઇ ગયા.

પેલા માણસો તેમને લઈ ત્યાંથી દશબાર કદમના દૂર લઇ ગયા નરાધમને ? તેણે પોતાના માણસને જણાવ્યું ને આજ્ઞા મળતાં માણસો પણ તેને લઇ ત્યાથી અને હરિવદનને બાંધ્યો, સખ્ત બાંધ્યા બાદ પોતાની પાસેના કેટલાક સર્પો ત્યાં છુટા મુકયા. પકડાયલા સર્પો છુટતા ફુંફવાડા મારવા લાગ્યા કેટલાક તો ઝાડપર ચડી ડાળીએ લટકે હરિવદનના મુખ આગળ આવી લટકવા લાગ્યા.

હરિવદન આથી ખુબ ગભરાયા જે હિમ્મત પૂર્વક તેણે જુવાબ આપ્યો હતો તે હિમ્મત તેની ક્યાં નાશી ગઇ તેતો પ્રભુ જાણે !

" કેમ ! હવે જીવન ઉપર છું કે મરવાની ઇચ્છા છે ! "પેલા માણસોમાના એકે હસતા હસતા પૂછવા માડ્યું. પણ હરિવદન તો મૌનજ ધારી ત્યાં ઉભો રહ્યો.

ત્યા મુકાયલા વિકાળ નર્પો ફુફાડા મારતા મારતા તેના પગ આગળ આવી પહોચ્યા મિથ્યા બચાવવા પોતાનો બચાવ કરવા હરિવદન પોતાના પગો પાછા ખેંચવા લાગ્યો આમ તે મૃત્યુના મુખમા આવી પડયો.

" કેમ જીવનની આશા છે કે ? " બીજાએ પોતાના હાથમાની લાકડી ખોસતા તેણે પૂછ્યું.

અને જીવનની આશા કોને નહોય ? સાઠ વરસનો બુઢો પણ મરવા પડેલો હોય છતા પણ–મરણ શબ્દ સાંભળતા તે નથી થરથરતો તો પછી જીવન અને જીંદગીની તમામ આશાઓ હજી અપૂર્ણ છે તેવા યુવાન માણસો કેમ ન ઇચ્છે ?

હરિવદનરાયનું મનતો માનતું હતું કે હું છુટું અને છુટવા પ્રયત્નો કરવા પણ તે તૈયાર થયું હતું પણ પોતાનું કાયર પણું નરાધમો આગળ કેમ જાહેર કરાયા અને જાહેર કરે તો ! બદમાશો તેને હર વખત સતાવે ! આ વિચારે તે મૌનજ રહયો પણ આમ આશા અને મૃત્યુ વચ્ચે હરિવદનની જીંદગી ઝોલા ખાતી હતી.

દૂર દૂર નરાધમો તાપણી સળગાવી મનમાં કાંઈ કાંઇ બડબડ કરતાં હસતા હતા વળી વચમાં વચમા તો હાથની તાળી અરસપરસ લેતા દેતા હતા.કેટલાક તો કાંઇ જુદા જુદા હાથના ચેન ચાળા કરતા હતા.

તેવામા પ્રાતઃકાળનો વખત થવા આવ્યો પૂર્વમાં પ્રભુ પ્રભાકર

ના આછા રમીલ કિરણો પ્રકાશ આપી રહયા હતા. આકાશમા પીળા અને લાલ રંગો થઇ રહયા હતા.

પેલા માણુસો પણ ત્યાથી ઉઠયા ઘડીભર સર્પો ત્યાથી દૂર ગયા હતા. તેથી પેલો હરિવદન પણ વિશ્રાતિ લઇ રહયો હતો પેલા નરાધમોમાના એક તેણે ઘોલ મારી ને પેલો જાગ્યો. હરિવદન કાંઇપણુ બોલે તે પહેલા તેણે પેલા સર્પોને બોલાવ્યા. ને ત્યા સર્પો મુકીને પાછા ચાલતા થયા.

સવારમા ગઇ રાત્રીની તમામ બીના ગુણસુંદરીના જાણુવામાં આવી. હજી સુધી હરિવદન પોતાના ઘેર પાછા ફર્યા નથી અને નરાધમોના પંજામાં સપડાયા છે તે જાણી તે વધુ ક્રોધાયમાન થઇ. હવે કોઇ પણ રીતે મ્હારે નરાધમોનો પીછો પકડવો ને તેમનો અંત આણુવો તેવો નિશ્ચય કરી તે પોતાના ખંડમા તે બાબતની તૈયારી કરવા ગઇ. અને વાયુવેગે આખા ગાગમાં " હરિવદન ક્યાં ? " તે વાત ચર્ચવા માંડી પુષ્પા પોતાના પ્રાણુનાથના વિયોગના દુઃખે અતીશય ઝુરવા માડી અને સવારે બેભાન અવસ્થામા તે પડી રહી.





## પ્રકરણ પાંચમું.



### આફતમાં



બપોરની નીંદ્રા લેવાના હેતુથી ગુણસુંદરી આરામ પૂર્વક સુતી હતી. પાસે વાજુ પડયું હતું પણ વીરહણી વામાને આલંકાર અને સુખો પોતાના ભરથાર વિના શા કામના ! તમામ ધરેણા આભુષણો તેણે ઉતાર્યાં અને બારણું બંધ કર્યું.

જ્યારે જ્યારે દુઃખી માણસને એકાન્ત મળે છે ત્યારે તેની ગમગીની વધુ વધે છે. માણસ વધુ ઉદાસ થાય છે. નીરાશાવાદી બને છે જીવન ઉપર ધીટકાર વરસે છે અને છેવટે આપઘાત કરવા પણ તૈયાર થાય છે. એટલી બધી હદે તે પહોચે છે ખરેખર એકાન્ત મનુષ્યો દુઃખી પ્રાણીને આશ્વાસનના બદલ જીવનપર વરસાદ વરસાવનાર નીપજે છે. ખરેખર—

જગતના દુઃખીયાને હા ! નથી એકાત એ સારી !
જઈને માનવી ત્યાથી નિરાશા માંહી ડુલવાનો
જગત માનવી જો તે હશે દુઃખી જનો બહુએ
જશો ના માનવી એકાન્તે ! હૃદયના બાસથી હારી.

એકાન્તમાં સુવાથી આશ્વાસન મળે ! હૃદયનો ભાર ઓછો થાય ! આશાનું કિરણ તેમાથી પ્રગટે છે. તે વાત મીથ્યા છે તેવી એકાન્ત મળવાથી દુઃખી આશે પ્રાણી નિરાશાવાદી થઇ તે જીવનના અંત પર આવે છે. તે આખરે ઘણી વખત તેવા એકાન્તથી માણસ કે બધરી આપઘાત કરી બેસે છે. આપણા કરતાં પુરૂષો કરતાં સ્ત્રીઓ ઝટ આપઘાત કરી બેસે છે.

ગુણસુંદરીને પણ આ જીવનપર ધીટરાન વરસાવવા લાગ્યો. જેના પર પોતાનો પોતાના સઘળા જીવનનો આધાર હતો તેવા પોતાના પ્રિય રામપ્રસાદના મૃત્યુથી તે અર્ધ ગાડી થઇ હતી. બારી પાસે તેણે ખુરશી નાંખીને બેઠી. બારીમાથી ફર ફર કરતો આછો પવન અંદર આવતો હતો. અને તેનાથી ગુણસુંદરીના છુટા કેશ ઉડી ઉડી તેના મુખારવીંદપર આવી પડયા હતા.

"એ પ્રભુ ! દીનાનાથ ! મેં ગયા ભવમા કયા પાપો કર્યા હશે કે અત્યારે મારા શીરપર દુઃખોનો વરસાદ વરસે છે ! કૃપાળુ હજી પણ મારા પર કેટલા દુઃખો વરસવાના બાકી છે ? કહે ! કહે ! જીવનની દુઃખીયારીને જીંદગીમાં કોઈ પણ વખત સુખનો છાંટો પણ નહી પામવાનું ! શું જીવતરભર દુઃખીયારી સ્થીતીમાજ બળી મરવાનું લખાયું છે !

ને જો તેવી સ્થીતીમાંજ રહેવાનું હોય તો આદીશ ! તારા અખંડ શાંતિના ધામમા આવી ત્યાં હું શાંતિ શા માટે ન મેળવું ! આમ કહી તે આત્મહત્યા કરવાની અણી પર આવી.

આ વખતે ભાનુદેવ પોતાનો રથ ધીમે ધીમે ક્ષીતીજમાં ઉતારી રહ્યા આ ખા દિવસના પરિશ્રમથી લાલ પીળા થઇ રહ્યા હતા. હમ-

સાંજ સૂર્યનારાયણ અસ્ત થશે ને રજનીપતિનું આવાગમન થશે. જોત જોતામા સૂર્ય ભગવાન અસ્ત પામ્યા પશ્ચિમ દિશામા ચાલ્યા ગયા અને આકાશમા ઝીણી ઝીણી ચાંદલીઓ પ્રગટી આમ આકાશમા તરેહ તરેહના ફેરફાર થતા હતા ચાંદલીઓ પણ ઉગ્યે અંધારની બેઠેલી ગુણસુંદરીને ભાન ન રહ્યું, કે વખત કેટલો થયો છે?

અવનીના માણસોએ શીતળતા ચંદ્રમાનું તેજ લુટી રહ્યા હતા. પણ તે શીતળ ચંદ્રમા પણ ગુણસુંદરીને શીતળતા ન આપી શક્યો.

ગુણસુંદરીનું હૃદય ધડકતું હતું અને મનમા તે મુંઝાતી હતી. જીવનથી તેને કેમ જાણે અતીશય કંટાળો ન ઉપજ્યો હોય? તેવો ભાસ તેના મુખ ઉપર થતા અવનવા ફેરફારોથી જણાતો હતો

ગુણસુંદરી આપઘાત કરવાના વિચારથી ઉનને હમણાજ તે હેઠળ પડશે અને આ ફાની દુનિયાનો ત્યાગ કરીને કમોતે મરશે તેમ જણાતું હતું પણ તેને પોતે કરેલી રામપ્રસાદના ખૂનાનો પત્તો મેળવવાની પ્રતિજ્ઞા યાદ આવી ને તે બચી.

“કેમ! શા વિચારમા છુ? વ્હા...............”

“શઠ્ઠર, બોલતા વિચાર કર! નરાધમ! પારકી સ્ત્રીને બોલાવતા હજુ તું શીખ્યો હોય તેમ જણાતું નથી!” ક્રોધીત ગુણસુંદરીએ જણાવ્યુ

“તો આપ શીખવાડશો ના તમો જ્યારે મારા ગૃહરાણી થશો ત્યારે બધુંય શીખાશે!” આમ બોલતો તે બુરખાવાળો આગળ વધ્યો. કેમ ગુણસુંદરી પાછી હઠવા લાગી.

"શુ તારી ગૃહરાણી ત્હારી બૈન–અને તારી માતા–તારા ઉછંગે બેશસે! " આમ કહેતા તેણે પાસે પડેલા ફ્લોવર ઉચકી તેના માથામાં માર્યો.

" ગુણી ! માન હજી પણ મ્હારીયા ' તેમાજ તને શાંતિ મળશે ! તેમા તું સુખી થઇશ ! " ગુણસુંદરીની વિચાર માળા તુટી પાછળ જોયું તો કાળા બુરખામા પરિધાન થયેલી આકૃતિ તેની નજર સમક્ષ પડી. ગુણસુંદરી ચમકી બારણું બંધ હોવા છતા તે કયા માર્ગે પ્રવેશી સુકી તેથી તે ખોજ કરવા માડી.

પેલી આકૃતિએ તેને ચાલાકાથી સુકાવા વધુ આગળ વધ્યો ને વધુ વિક્રાળ લાગતો તે બોલ્યો " બાળા ! તેનો બધો મિથ્યા ભય છે ' જીવન સુખે પસાર કરવુ હોય તો મારી અર્ધાંગના બનવામાજ ફાયદો છે! આ સુકોમળ પુષ્પલતા તારા દેહને ડુબાવીને શુ કરવા કરમાવે છે! એના કરતા એ પુષ્પનો ઉપભોગ ભમર કરવા માગે છે તો તેને માણવા દઇને તું વધુ સુખી કયાં બનતી નથી ? "

" છટ છટ ! નરાધમ ! દૈવીપુષ્પો તો દેવોનેજ અર્પણ થાય અધર્મોને તે કદી પણ સ્પર્શ ન કરે !

" અને દૈવી ન મળે તો ? " પેલાએ આગળ વધતાં પુછવા માડ્યું.

" તો ! તો ભલે તે કરમાય! પણ નરાધમો તેનો કદી પણ ઉપભોગ નજ કરી શકે ? " પાછળ હઠતા ગુણસુંદરીએ જવાબ આપ્યો.

આમ આગળ વધતાં વધતાં તે રાઉન્ડ ટેબલપર આવી પહોચ્યો રાઉન્ડ ટેબલની બીજી બાજુ ગુણસુંદરી ઉભી હતી નરાધમ આંટા મારતો હતો ગુણી પોતાનો બચાવ કરતી હતી

આમને આમ ઘડીયાળમાં ત્રણના ટકોરા થયા ને ગુણી ઉંઘમાં આવવા લાગી લાગ જોઇ પેલી આકૃતિ આગળ વધી પણ તે આગળ વધી ગુણસુંદરીને પકડી પાડે તે પહેલાં તેણે પોતાની પાસેની છરી સામે ધરીને વિકરાળ થતાં તે સીંહણની માફક ગર્જી ઉઠી ખબરદાર ! પાપી પિશાચ એકડગલું પણ આગળ વધ્યો તો જીવથી જઇશ ! હજી તું મારા હાથનો પ્રસાદ ચાખ્યા વગરનો રહી ગયો જણાય છે! યાદ રાખજે કે પારસી સ્ત્રીનું શીયળ પ્રભુ કદી પણ લુટાવા દેતો નથી! જોઇ લે નરાધમ ! મહાભારત ! દુષ્ટ દુઃશાશનાદિના શા હાલ થયા ? કયાકીચક કામાંધ થવાથી તેની શી દશા થઈ ! મારા રામપ્રસાદ શીવાય મારે બધા ભાઇ સમાન છે !" ,

" પણ રામપ્રસાદનું તો મૃત્યુ થયું પછી શું ? "

" પછી શુ ? વ્હાલાના વિયોગો તેમના મૃત્યુ પછી શંયમ પાળી વૈભવ વિલાસોનો ત્યાગ કરી જીવનને સનમાર્ગે વાળી ચાલવું ! એજ પવિત્ર વિધવાનું ધ્યેય છે ! અને તે પ્રમાણે વર્તવાને જીવનભર ચાલીસ ! " કટારને તેજ મૂર્તિ તેની સામે ધરી ગુણસુંદરી બોલી

સાચી વિધવા પતિના મૃત્યુ પછી તેજ પ્રમાણે વર્તવાને બંધાયલી છે. તેવીજ આદર્શ વિધવા પૂજ્ય પાદ છે. તેવીજ વિધવા તે ગંગા સ્વરૂપ કહેવાય ! તે પવિત્ર છે ! તેનીજ તરફ મારૂં મસ્તક પૂજ્ય ભાવે નમે છે."

"તો શુ તું નહિ માને? માન અને વ્યથા સંકટમાથી તું છુટી! સુખવૈભવમા મ્હાલ ! આ દોલત સઘળી મારી છે. રામપ્રસાદના ખૂન કરવાનું પણ તેજ કારણ છે ! " પેલી આકૃતિએ કહ્યું.

" તું કહેનાર કહી રહયો ! પણ હું કદીપણ ચલાયમાન થવાની

નથી ! રામપ્રસાદના ખૂની તું હવે જીવતો પણ જનાર નથી ! ” આમ બોલતા તે આગળ વધી. તેની તેજદાર કટાર અને ધીમેધીમે આગળ વધતી–તેની ચાલ જાણે શાક્ષાત દુશ્મનોના સંહાર કરવા તૈયાર થયલી દેવી !

નરાધમ આથી પાછા પગલે પાછળ હઠવા લાગ્યો. જેમ જેમ તે પાછળ હઠતો ગયો તેમ તેમ ગુણસુંદરી આગળ વધવા લાગી એ હમણાજ પેલી આકૃતિનો જીવ લઇ પોતાની પ્રતિજ્ઞા તે પુરી કરશે કે શું ? તેમ જણાતું હતું. પેલી આકૃતિ જાણે વધુ ન ધાની હોય તેવો ડોર કરતી પાસે આવેલી બારી પાસે તે ગઇ. અને ગુણસુંદરી પોતાની કાતિલ કટાર તેના પેટમા ખોસી તેનો પ્રાણ લે તે પહેલા તેણે પાછળનો હાથ બારીમાથી બ્હાર કહાડી કાંઇક ભેદસુચક નીશાનીવાળો અવાજ કર્યો.

હેઠળ ભમતા તેના માણસો ધીરે ધીરે મકાનપરના નળપર ચડયા અને એકમેકના મસ્તકપર પગરાખી બારીની લાગલગાટ તે આવી પહોંચ્યા.

ગુણસુંદરી આમ ભૂલે તેમ ન હતી. પણ બુરખાવાળાનો ભેદ જલદી ખુલ્લો પડે તો તેના પરિણામોના શીમા તેના આનંદની શીમા રાખતા ન હતા, અને તે આનંદના ઉલ્લાસમા ગુણસુંદરી આ નરોધમનું કાર્ય અજાણમા રહયું તેના તરફ નજર રાખતાં બીજી તરફ નજર રાખવી ચુકી ગઇ. અને આખરે નરાધમોના હાથના પંજામાં સપડાવાની અણીપર આવી ગઇ.

પેલા બદમાશોએ ધીરે રહીને પાછળથી આવી ગુણસુંદરીનો હાથ પકડી તેની કટાર તેના હાથમાંથી ઝુંટવી લીધી. બીજાએ

પાછળ રહીને તેનું મુખ દબાવ્યું. અને આનંદના ગરકાવમાં તરબોળ થયલી ગુણસુંદરી આમ સપડાઇ.

પેલા બદમાશે તેને હુકમ આપ્યો કે "આસ્તે રહીને હેઠળ ઉતારે અને આપણી ગુફા તરફ લઇ જાવો !"

"પણ પ્રાતઃકાળ થવા આવ્યું છે તો કયા માર્ગે ?" બીજાએ પૂછ્યુ "કેમ ! બીજા માર્ગે ચાલો ! હુ પણ આવુ છું !" આમ કહી તમામ હેઠળ ઉતરવા લાગ્યા અને જોત જોતા પેલા નરાધમો ગુણસુંદરીને બે ભાન અવસ્થામાંથી ઉંચકી લઇને ધીરે રહીને હેઠળ મુકી સર્વ ત્યાથી ચાલવા લાગ્યા:

પ્રાતઃકાળ થવા આવ્યો હતો પૂર્વાકાશમા તરેહ તરેહના રંગો ફેરફાર થતા હતા સૂર્ય નારાયણ પોતાના આછા રશ્મિ કિરણો અવની પર ફેંકી રહયા હતા. ઉષા પ્રગટી અને લાલ પીળા રંગના સાથીયા પુરી ભાનુદેવની સ્વારીની રાહ જોઇ રહયા હતા. તેવામા ભાનુદેવ પ્રગટયા. અવનીપર મનુષ્યોએ તેમને ફુલડાથી વધાવ્યા કેટલાકો હજી પણ સુઇ રહયા હતા ત્યારે ઉધમી, ધંધાર્થી માણસો પણ કયારનાય ઉઠી દાતણ પાણી વીગેરે સૌચ કર્મથી પરવારીને પોતાના કામે કયારનાય વળગી ગયા હતા.

સવાર થતાજ ગુણસુંદરીના ખંડમા તપાસ અર્થે દાસી આવી પણ હજી બારણું બંધ હતું ,હમણાં ઉઠશે ! આમ ધારી દાસી ત્યાથી ગઇ. નવવાગેવા આવ્યા પણ ગુણસુંદરીબાના ખંડનું બારણું ઉઘડયું નહિં દાસી વ્હેમે ભરાઇ

"શું ! વળી પાછું કાંઇક નવીનતો નથી ગયું ? એ પોચા હૃદયના ગુણીબાએ આપઘાતતો નથી કર્યો ? ના. ના. તેમતો નજ

કરે ! તેમ કરે તો પછી શેઠના ખૂનનો પતો કોણ મેળવશે ? ડીટેકટીવ તો કેદ પકડાયો છે ! તો ! ”

આમ તરહ તરહના તરંગોની ઘટમાળ દાસીના દીલમા સ્ફુરી બારણા ખખડાવ્યા પણ જુવાબ ન મળ્યો ! કયાથી મળે ? અંદર કોઇપણ હોય તોને ? આમ મોટી મોટી બૂમો મારવાથી ઘરના બીજા માણસો પણ ભેગા થયા.

આ અવાજથી વિનુ પણ દોડતો દોડતો ત્યા આવ્યો. અને સર્વ શંકામાં પડયા. એક માણસને ઉપર દોડાવ્યો અને છત તોડી તપાસ કરવા જણાવ્યું તેમ કરવા માણસ ત્યા દોડયો. ઉપર ગયો તે છત તોડી. અંદર જોયું તો બધું ફર્નીચર અસ્થ વસસ્થ સ્થીતીમા પડેલું જણાવ્યું તેમત્યા ગુણસુંદરી પણ જણાઇ નહિ !

માણસ બ્હાવરો બ્હાવરો આ ખબર ત્યા એકઠા થયેલા માણસોને આપવા તે હેઠળ ઉતર્યો. અને સર્વ રાહ જોતા બેઠા હતા. ત્યા તે આવી પહોચ્યો બધા તેના મુખ સામુ જોઇ રહ્યા હતા. અને ત્યાના સમાચાર જાણુવા ઉતકૃષ્ટ થયા હતાં.

“ ત્યા તો કોઇ નથી ! ફર્નીચર અસ્થવસ્થ દશામાં પડયા છે !” તેણે શ્વાસ મુકતા કહ્યું.

“ હેં ! ગુણસુંદરી ગુમ ! આમાં શું ભેદ છે ? એવા નરાધમો કોણ ? શા કારણે અમારા ઘર તરફ દુઃખોના ડુંગરા વરસાવે છે !” વિનુ ક્રોધીત થતા બોલ્યો.

“ પ્રભુ આપણા તરફ હજી કેટલા દુઃખે મોકલવાનો છે ! તેની શી ખબર ? કોણ જાણી શકે છે ? પ્રભુ ત્હારી કળાને ? જગતના માનવી ત્હારી ગહન કળા કયારે કળી શકયા છે !

દીનાનાથ ! મહાત્મા અને રૂષિ મુનીઓ પણ ત્હારી કળા પાર પામી શકતા નથી તો અમો જગતના ક્ષુલ્લક માનવી તે કોણ માત્ર !" બીજાએ જણાવ્યું.

"પણ, ગુણસુંદરી, આ જગતથી કંટાળીને પ્રભુના ત્યા તો ગઇ નથીને ?" વિનુએ શંકાશીલ મુખે જણાવ્યું.

"વિનુભાઇ ! મીથ્યા આ શંકા કેમ કરો છો ? તમે જાણો છો ના ? પછી શું કહેવું ?" ગુણસુંદરીની વિશ્વાસુ સખી બોલી ઉઠી.

"કોણ ! શું જાણે છે ?" વિનુએ જ્વાળામુખી ફાટતા કહેવા માડયું.

"એટલે આપ ગુણસુંદરીનો સ્વભાવ ! તેનો પરિચય આપ નથી જાણતા ?"

વાણીયા ફેરવી તોલનો સીદ્ધાત ગ્રહણ કરતા તેણે કહેવા માડયું

"હા, પણ દુઃખ એ એવી વસ્તુ છે કે, ધીરજનો સમુદ્રવાળો માણસ પણ અંતે કંટાળીને કયો માર્ગ ધારણ કરે ? આપઘાત સિવાય આ જીવનને તે કયા માર્ગથી ત્યાગી શકે ?" વિનુએ જણાવ્યું

"તમે ગમે તે ધારતા હો–પણ, ગુણસુંદરીબાનું હરણ થયું છે તે વાત ચોક્કસ ?"

"હા, લાગે છે તો અંદર ધમાધમી થઇ હશે ? કારણ કે અંદરનું ફર્નીચર અસ્તવસ્ત દશામાં હતું." પેલા માણસે પેલી બાઇના વિચારને મળતા થતાં જણાવ્યું.

"એમ–તો ? તોડ કમાડને તપાસ કરો ?" વિનુએ હુકમ આપ્યો.

હુકમ મળતાં હુકમની રાહ જોઇ ઉભા રહેલા અનુચરોએ બારણાને નીમો ઉતારવા માડયો. સુંદર અને સુશોભીત કમાડ :પણ અત્યારે નાશ થવા લાગ્યા. તેના ઉપર પડતા હથોડાના પ્રહારથી થતા ચિત્રવિચિત્ર અવાજ કાંઇક વધુ ખડખડાટ સહ મધુર નહિ પણ, કલહપ્રિય અવાજ કાનના અંદરના પડ તોડી નાખે તેવો અવાજ થવા માડયો

જોતજોતામા બારણા તુટયા અને સર્વ કુતુહલ સહ અંદર દાખલ થયા. જે ખંડ ઝપકાથી દીપી ઉઠયો હતો તે ખંડ અત્યારે સુન્યકારશમ ભાસ આપતો હતો. જે ખંડમા આનંદ અને ઉલ્લાસના પુર હતા. જે ખંડમા ઘણી વખત વિજયા અને બીજી નાયકાઓના નાટારંગો રમતોની મીઠીમોજો અને ગુણસુંદરી સાથે ભવિષ્યના સુખોના તરંગો રામપ્રસાદે ઘડયા હશે. વર્તનની સમયે-તે સમયે તેમણે ઘણાય અલૌકીક સુખો અનુભવ્યા હશે ? તે સુખદુઃખો—તે મિત્રોની મિઠી મોજનો અનુભવ તેના થત. નાચો અને ગુણસુંદરી રામપ્રસાદના સુખો સ્વપ્નસમ થઇ ગયા. તે આનંદ અને ઉત્સાહના ઝરણો સૂકાઇ ગયા. તેના બદલ અત્યારે તો ત્યા શમસાનસમ ઉજ્જડ દુઃખનો દરીયો ભાસતો હતો ? શું કુદરતના ખેલ ? શું પ્રભુની લીલા

જે ખંડમા માણસો અનહદ સુખો ભોગવતા. જે ખંડ શાંતિનુ ધામ ગણાતું તેજ ખંડ આજ કારસ્થોની કપટ નિતિ ભરેલો ભાસતો હતો. તેજ ખંડમા રામપ્રસાદનું ખૂન થયું ! તેજ ખંડમાથી ગુણસુંદરી પણ ગુમ થઇ તેજ ખંડ વિકાળ અને ઉજડ જણાવા લાગ્યો ! ખરેખર કુદરત કુદરત-નું ન કરે ! તે ઓછું ખરેખર—

અરે ! કુદરત ! અરે કુદરત ! કરે તે ભોગવી રહેવું
અરે, કુદરત , અરે કુદરત વિધિના લેખને સ્હેવું

ખરે ! કુદરત અતિ છે ખેલ હા ! ત્હારા.
નમે તુજ ચરણુમાહી તો અભીમાની ઘણા રાજા.

અને ખરેખર કુદરત જે કરે છે તે કોઇ કહી શકતુ નથી. કુદરતની ગતિ કાંઈક અપૂર્વ ગહન છે, કુદરતના એ હાથ પર સુખી અને દુઃખી આત્માઓ રમે છે. આજનો રાજા ગણાતો મ્હેલ અને મેડી ઝરૂખા અટારી વીગેરે ક્ષણીક સુખોમાં અલમસ્ત રાજા કાલ કઇ દશાને પ્રાપ્ત થશે ! તે કુદરતના ખેલ છે કુદરતના ખેલ ન્યારા છે.

વિનુ અંદર ગયો બાદ આમતેમ ડાફરીયા મારતો જાણે બારીકીથી તપાસ ન કરતો હોય ! તેમ જોતો હતો. તેની નજર જ્યારે ભાગેલા ફર્નીચર અને ગુણસુદરીના માથામાની પડી ગયેલી ગજરા તરફ હતી ત્યારે પેલી લક્ષ્મી કે જે ગુણસુંદરીની માનીતી વિશ્વાસુ અને પ્રિય સખી હતી. જેણે વિનુને ગુણસુંદરીની સત્યતાનો સચોટ રદીયો આપ્યો તેનું ધ્યાન કોઇ બીજી બારીકીથી તપાસ કરવામા રોકાયું હતું.

તેવામા તેનીનજર ત્યા પડેલી છુરી તરફ પડી એકદમ આજુબાજુ જોઇ કોઇ જોતું ન હતું તેવી રીતે ઉપાડીને પોતાની સાડીની સોડમા લુપ્ત કરી દીધી.

વિનુ તો હજી ગજરા તરફ પ્રેમ ભીની કહો કે બીજી ગમે તે. રીતે તે ચીત માડીને જોઇ રહયો હતો જ્યારે લક્ષ્મી છુપાઇને બ્હાર નીકળી મળી આવેલી છુરીનો બંદોબસ્ત કરવાના કામમાં તે રોકાઇ. આમ ગુણસુંદરી પર અણધારી આફત આવી પહોચી. તેમ કુદરતના ખેલ જોઇને.



## પ્રકરણ ૭૬.

### " દુષ્ટોના પંજામાં "

" ગુણસુંદરી વ્હાલી માન ' આ હઠ છોડી, સુખી સંસારનો અનુભવ ચાખ શાને ત્હારો આ કુસુમ સમખીલી રહેલી કળી કર-માવા દે છે માન અને મ્હને ત્હારો ગણી આશ્વાસન આપી મ્હારા હૃદયને વિસામો આપ " એક સુંદર મકાનમા ગુણસુંદરી અને પેલો નરાધમ બુરખો ધારણ કરી ત્યા બેઠો હતો તે બુરખાવાળાએ ગુણસુંદરીને પોતાની થવા સમજાયું અને કહેવા માંડયું.

ગુણસુંદરી મલીન વસ્ત્રો પરીધાન કરી ત્યા બેઠી હતી. એ મલીન વસ્રોમા પણ તેનું સૈંદર્ય ઝળકી ઉઠયું હતું તેના અંગો જુવાન હોવા છતા પણ દુ'ખના ભારથી દબાઈ ગયા હતા. સ્થીલી થઇ ગયા હતા. આખોમાથી અશ્રુધારા ચાલી રહી હતી.

" પણ મ્હને અહીંલાવવાનું પ્રયોજન શું ? તે જણાવવા મહેરબાની કરશો ? " આખરે ગુણસુંદરીએ રડતા પણ કઠોરતા ભર્યા શબ્દોએ કહ્યું.

પ્રયોજન ! મ્હેં તો પહેલાં પણ કહી દીધું છે કે તું માન અને રામપ્રસાદના નામનું હવે તું રટણ છોડ અને મને ગ્રહણ કર પેલાએ જણાવ્યું.

" અરે પણ વિચાર કર અને ત્હારા નસીબ પર હાથ ફેરવ ગુણસુંદરી કાંઇ સુખવૈભવની ભુખી નથી સુખ અને વૈભવ તું તો શું આપવાનો હતો પણ મ્હેં રામપ્રસાદ સાથે ઘણા માણ્યા છે હવે તેમના વિરહે એ સુખો અને વૈભવોનો ત્યાગ ન કરી શકુ તો રામપ્રસાદને દગો દીધો ગણાય ગમે તે કરીશ પણ ગુણસુંદરી કદી પણ શીયાળવાને તાબે થશે નહિ " ગુણસુંદરીએ ક્રોધીત અને કઠોર સ્વરે તેને જણાવ્યું

આ વખતનો દેખાવ ભયંકર હતો આખમાથી અગ્નીના કોણ વરસતા હતા. અને એ કોણ જાણે હમણાજ નગાધમને બાળી ભસ્મીભૂત કર્તા નીવડશે તેવો ભાસ આપતા હતા.

" હજી તું નહિ માને "

" આ ભવમા તો શું ? પણ આવતાં ભવમાય તારૂં મુખ પણ ન જોઉં તેવી મારી તો પ્રભુ પાસે પ્રાર્થના છે " ગુણસુંદરીએ ભભકા ભર્યો જુવાબ આપ્યો.

" ઠીક છે જેવી તારી મરીજી પણ તું નાહક શીદને આ સોંદર્યને વેડફી નાખે છે ? "

" એ સાૈંદર્યના પુજારી વિષયી પાપી કીડા રાવણના શા હાલ થયા. જો રામાયણ રાવણ દુષ્ટ ન નીકળ્યો હોત તો રામાયણ લખવાનો અને રામની કીર્તી આજ કદી પણ લખાત ખરી કે ?"

" ઠીક ત્યારે ? " આમ કહી તેણે હાથથી તાળી વગાડી અને પાપીનો અવાજ થતાંજ ત્યા બાંદી આવી ઉભી રહી.

" શો હુકમ મહારાજ "

" આ છોકરીની બરાબર સારવાર શહ તપાસ રાખો.

જેવી આજ્ઞા " અને પેલો ત્યાથી ચાલતો થયો દાસીના પહેરા હેઠળ તે ત્યાજ રહી અને દુષ્ટોના પંજામાં તે આબાદ ફસાઇ.

જતા જતા તેણે દાસીને બોલાવી પોતાની વકીલાત ચાલુ રાખવા અને પોતાના માટેજ કાંઈ કહેવા. દાસીને સમજાવી તેના હાથમા થોડાક રૂપીઆ મુકયા.

" વારૂ શેઠજી એતો મારૂ કામ " એમ કહી દાસી ત્યાથી ચાલતી થઇ અને પોતાને મળેલા રૂપીઆથી તેનો હર્ષ વધુ ઉન્નત થવા લાગ્યો.

વખત વખતનું કાર્ય કર્યે જતો હતો ચઢતી પછી પડતી આમ ક્રમ ચાલ્યો જતો હતો. બપોરનો ભાનુ તપી સંપુર્ણ કળાઓ ખીલવી હવે કાંઇક શાંત પડયો હતો. તેવામાં ત્યા ગુણસુંદરી પાસે પેલી દાસી આવી. ગુણસુંદરી દુઃખીયારા વેશે હજી ત્યાંજ અસ્વસ્થ અને દુઃખી દશામાં પડી રહી હતી. તેવામાં ત્યાં દાસી આવી પહોચી અને બેશુદ્ધ દશામાં પડી રહેલી ગુણસુંદરીને સ્વસ્થ કરવા માંડી.

પાસે પડેલા પ્યાલામાંથી ચાંગળુ પાણી લઇ તેના મુખ ઉપર છાંટી તેનું મલીન મુખ લુંછવાથી કાંઈક વધુ ઉજવળતા પામ્યું અને તુરતજ પોતાના સાડીના પાલવથી પવન નાંખવા માંડયો થોડી ક્ષણુ બાદ ગુણસુંદરી જરી ભાનમાં આવી અને આળસ મરડી ઉભી થઈ.

" કેમ છે હવે આપને ? " પેલી દાસીએ પુછ્યું.

" હૃદયની વેદના હજુ અસહ્ય છે, તે વેદના...........

" તે વેદના શી રીતે શાંત થાય? જરી પાણી આપું પાશો?" પેલી દાસીએ પાણી આપી પીને શાંત થવાનું કારણ પુછયું.

" પાણીથી તે કંઈ હૃદયની વેદના શાંત થવાની હતી? હૃદયની વેદના મહા પુરી છે! દુનીયાના માનવી આશ્વાસન આપી છુટે, પણ હૃદયની વેદના તેવા આશ્વાસનોથી મટતી હશે કે–ખરેખર.........

હૃદયની વેદના શું છે, ન જાણે દુન્યવી લોકો,
પુછીને દર્દ હૃદયનું હા! અરે એ માનવી લોકો,
જીગરમાં ઘા પડે ઉંડા, મટે નહિ હાય ઉપચારથી;
વ્યથા પામે અતી મનર, છતાં મટતા નહિ એ ઘા.

હૃદયની વેદના શું ચીજ છે? હૃદયની આકુળ વ્યાકુળતા માનવીના શાંતતા ભર્યા—આશ્વાસન ભર્યા શબ્દો એ હૃદયની વેદના શી રીતે શમે?

" તો તમે હજુ પણ શાંત નહિ થાઓ.

" શું શાંત આ દુનિયામાં મ્હારા જીવને શાંતિ કદી પણ મળનાર નથી હૃદય બળી રાખ થાય છે, પ્રભુ મને મરણ આપે તો...

" બા, હજી મરણ માગવાની વાર છે? જીવનના કોડ હજી અધુરા છે, બા પુરા કરો, મરવું તો ઘરડી ડોસીને પણ ગમતું નથી, તો પછી તમે શા માટે મરવાનું પ્રભુ પાસે માગો છો." પેલી દાસી સલુણાએ જણાવ્યું.

અત્યાર સુધી આપણે જેનાથી અણજાણ હતા તે દાસીનું નામ સલુણા, સલુણા પેલા નરાધમોની વિશ્વાસુ દાસી.

"તારૂં નામ શુ ?" વાર્તા પ્રવાહ બદલવાના હેતુથી ગુણસુંદરીએ પુછયું.

"મારૂં નામ સલુણા, મારા શેઠનો મારીપર સંપુર્ણ વિશ્વાસ છે," હવે તે ઠેકાણે આવી આમ મનમા સમજી તે આનંદ પામતી બોલી અને પુછયું "આપનું નામ જણાવી આભારી કરશોજી ?"

"મારૂં નામ ? હા, હું અભાગણી. કમ ભાગ્ય, અરર કેવું દુઃખ, અતીશય શોકાગ્ર થતા તેણે કલ્પાત કરવા માડયું.

"બા, કલ્પાંત કરવુ મુકી દયો ? અને આપ મ્હારી પર વિશ્વાસ રાખતા હો તો હું તમને સુખી થવાનો રસ્તો બતાવું ? પણ આપનું નામ તો જણાવો"

આશ્વાસન આપતા હૃદયની વ્યથા દુર કરવા અને સુખા થવાનો રસ્તો બતાવવાનું કહેતા પાછુ નામ પુછયું.

"મારૂં નામ ગુણસુંદરી? હતભાગી અને અભાગણી. નાનપણમા મેં મારી માતા પિતા ગુમાવ્યા, મોટપણમા જરા સુખ શાંતિ મેળવવાની આશામા હું ગુલતાન થઇ. ત્યાતો દુઃખનું વાદળ મારાપર તુટી પડયું, કહે કહે મને તું કયા માર્ગે સુખી કરી શકું તેમ છું ?" કંટાળતાં કંટાળતા ગુણસુંદરીએ પુછયું.

"બા હુ તો સલાહ આપું છું કે સુખે દુઃખે થોડા દિવસ અહી પસાર કરો ? પછી વાત."

"પણ મારા હૃદયની જવાળા કહાડવાનુ મારૂં મથક કોણ ? હૃદયના ઉભરા કોની આગળ કહેવા ? ગુણસુંદરીએ રડતા રડતાં સલુણાને પંજામા લેવા અને તેના દ્વારા દુષ્ટોની તમામ બાબત જાણવા અતીશય અશ્રુભીની આખે અસ્ખલીત અસુપ્રવાહ ચલાવતાં તેણે કહયું

" આપ આ શલુણાને ખુશીથી કંઇ કામકાજ બતાવશો તે કરશે નરાધમોના હાથમાં હું આવી છું. અત્યાર સુધી હું તેની પ્રતિનિધી હતી. પણ તમારો સદગુણ તમારો વિશુધ્ધ પ્રેમ મારૂં હૃદય ડોલાવે છે. હું તેવા નરાધમોના પંજામાંથી છુટવા માગુ છું, પ્રભો મને આ નરકાગરમાથી બચાવે ઓ ! નિર્દોષ રાઘુ ત્હારા શા હાલ તું અત્યાર સુધી વફાદાર હતો, અને થોડાકજ વાકમા તારા શા હાલ હવાલ થયા ? શું મારા પણ—મારા કરેલા ઉપકારો ઉપર ધુળ મેળવી તેવા હાલ કોઇ દિ ન થાય ? અને થાયતો ? " અકળામણ આવતા શલુણા શોક પ્રસતાવના કરવા લાગી. અને ખરેખર તે અકળાઇ ગઇ હતી. તેના શબ્દો ઉપરથી તેને જીવનપર ધીક્કાર અને ફીટકારની લાગણી આવી હોય તેમ સમજાતું હતું.

" સલુણા તે 'રાઘુ કોણ ? " રાઘુની બીના જાણવાના અને તેની નરાધમો રૂષ્ટતા સાંભળવાના હેતુસર તેણે પુછયું.

" રાઘુ ? કમભાગ્ય રાઘુ ? અહા ત્હારા હાલ ? ખરેખર આવા નરાધમોની નોકરી કરી પેટ ભરવું તેના કરતા તથાપી પેટ ફાડીને ભૂખે મરવુ' સારૂં. શું તેના પર જુલ્મી અત્યાચાર ? તેનો ઘોર ઘાત અને તેનું કરપીણ રીતે ખુન ? મ્હારી આખ સામેતરવરે છે.

" અલી સલુણા તને સમાચાર આપું કે ? " આ વાત ચાલતી હતી તેવામાં ત્યાં તેની બીજી સાહયરે આવી ખભા ઉપર હાથ મુકતાં કહેવા માડયું.

" શા સમાચાર છે ? ,નરાધમોને ત્યા આપતિ કે મોંકાણજ હશે ? "

" હા હાય વદનરાયના પહેરા માટે રાખેલા સિપાઇને આજ

જીવંત બેઠકની સજા કરવામા આવનાર છે ?" પેલીએ સમાચાર જણાવ્યા.

"શાથી? શુ થયું હરિવદનનુ ?" વધુ ઉત્સક બનતાં ગુણ-સુંદરીએ પૂછ્યું.

"હરીવદન આ ભવાનીપુરતો પ્રખ્યાત ડીટેકટીવ! તેને કેદ કરેલો ત્યાંથી નાસી છુટયો ત્યાના પહેરેગીર રામાનું આજ વગર મોતે આવી બન્યું. ગરીબ બિચારો? પેલી સહચરીએ જણાવ્યું "રામાનુ?" અજાયબ થતા તેણે પૂછ્યું અરર ? રામા મારા નાથ ? શું આપણા વિચારો મીથ્યા તરંગોજ નીવડશે ? આપણી કલ્પનાઓ આકાશ કુસુમાવત થશે અને તેય વગર વિચારે નિર્દોષ હોવા છતા પણ ત્હારૂં કરપીણ રીતે મૃત્યું. શલુણાને તે જીંદગીભર યાદ રહેશે. નરાધમના હાથથી છુટવા રામો અને હું ઘણા ઘણા ફાફા મીથ્યા પ્રયત્નો કરી ચુકયા પણ એમ તેના હાથથી ન છુટયા અને વગર મોતે અમારી ગરીબીભરેલી જીંદગીમા પણ સુખનો છાંટો પણ ન અનુભવ્યો" આમ રડતા રડતા તેની છાતી ભરાઇ આવીને તે બેભાન થઇ નીચે પડી.

રામો ઘણા વખતનો તે નરપીસાચનો નોકર હતો. તે જેટલો જુનો હતો તેટલીજ જુની સલુણા હતી. વખત જતાં આ બંન્ને જણાંએ તે નરાધમની પ્રીતી અને વિશ્વાસ એટલા સંપાદન કર્યા કે ભવિષ્યમા તે મહા સુખી થશે તેમ બીજા જાણતા અને તેથી બીજા તેની અદેખાઇ કરતા. રામાના સાગરીતો તેના સહચર નોકરોમા તેના પ્રત્યે અંત્યંત દ્વષ હતો કોઇપણ રીતે રામાનું કાશળ જાય અને આપણે વિશ્વાસુ થઇએ તેમ સર્વ કોઇની ઇચ્છા હતી.

પ્રભુની કળા ગહન છે! તેની લીલાનો કોણ પાર પામ્યું છે

તે ? રામાને હરિવદનરાયને જ્યાં બાંધ્યો હતો તેની ચોકી કરવાનું કામ સોંપવામાં આવ્યુંપણ પાપીનો પાપનો ઘડો ભરાયો હતો તેથી કહો કે બીજા સાગરીતોની દ્વેષ બુદ્ધિથી ! પણ રાત્રીના ઘાડા અંધારામા ત્યા રક્ષણાર્થે મુકાયલા સર્પોને બીજાએ બોલાવી લીધા ત્રીજાએ હરિવદનરાયને ઉપકાર બીતી નજરે છુટો કર્યો.

હરિવદનરાય તેમના પ્રત્યે ઉપકાર વશ થયો થોડી ક્ષણ તે ઉપકારના વિચાર તરંગો કરતો ત્યાં ઉભો રહયો તેવામા બીજાએ આવી કાનમાં કહયું કે "નાસો ! નરાધમ ! હમણા આવશે !"

આ સુચના મળતા હરિવદનરાય ત્યાથી નાઠો અને સુખરૂપે નગર ભણી ચાલ્યો ગયો. તે દ્વેષીલા અદેખાઇવાળા નરાધમો વિશ્વાસ-ઘાત કરી રાજી થતા ત્યાથી પાછા પોતાને સ્થાને ગયા અને રામાની કાલ શી દશા થશે તેના તરંગો કરતા કરતા વીતી ગઇ.

પ્રભાત થવા આવ્યું પ્રભુ સુર્યનારાયણે ઉષાએ પુરેલા સાથીઆ પર પોતાનો રથ ચલાવ્યો અને નગરજનો અવની પર માણસો તેમને નમન કરીને પોતાના કામ ધંધે વળગી ગયા સવારમા રામો આળસ તજી તૈયાર થયો તેને કયાથી ખબર કે આજ તેનુ કીસ્મત તેના શાગરીતોએજ ફોડી નાખ્યું છે.

હરિવદનને જ્યાં બાંધ્યો હતો ત્યા રામો તપાસ કરવા ગયો તો ત્યા ન હતા એ ભયાનક શર્પો કે હરિવદન ? રામાના પેટમાં ફાળ પડી કાળજામાં તેલ રેડાયું આજ શું થશે ? ભયંકરતાની આગાહીના વિચારો તેના હૃદયમા સ્ફુર્યા અને ત્યાંજ તે મરણ હાલ દશામાં પડયો હોય તેવો થઇ ગયો

દુર દુરથી તેના દ્વેષીલા શાગરીતો હસતા મનમાં આનંદ માણતા

આજ ઘણા દિવસે વેર લેવાનો પ્રસંગ–તેના કરતા પોતાના માલીકને વધુ વફાદાર થવાનો પ્રસંગ–પોતાનો માલીક પોતા તરફ વધુ પ્રસન્ન થાય તેવો રસ્તો ઘણા વખતથી શોધતા આજ પ્રાપ્ત થયો તે માટે પ્રભુનો ઉપકાર માનવા લાગ્યા.

રામો ત્યાંથી ઉદાસ મુખે આ શોકાતુર સમાચાર સંભળાવવા અને તેને શીક્ષા ફરમાવવામા આવે તે સેહન કરવા તે તૈયાર થઇને નરાધમ સરદાર પાસે ઉતરેલા શોકાતુર મુખે તે ચાલ્યો

તેની પાછળ પાછળ પેલા નરાધમો ચાલવા લાગ્યા રામો ભલા હૃદયનોરામો કયાથી જાણી શકે કે તેના શાગરીતોએજ તેની આ દશા કરી છે ?

સલુણા તેની પ્રીયતમા હતી. ઘણી વખત તેમણે એકાન્તમા પોતાના વિચારો અને પ્રેમ ભરી વાતો કરી પોતાના હૃદયને હાલવ્યા હતા.

અને ઘણી વખત તેઓ ભવિષ્યમા જુદા મટી એક થશે ! સુખને શાંતિવાળો સંસાર સવર્ગમય અમૃત તુલ્ય આ સંસારમા વ્યતિત કરશે ! તેવા મનોરથો ઘડયા હતા.

આજ તે ઘડેલા મનોરથો તે પ્રેમલીયાં હૃદય અને હૃદયની તમામ ઉર્મીઓ હૃદયમાંજ રહેવાની હતી.

રામો ધ્રુજતા પગે પોતાના શરદાર પાસે ગયો અને રાતના થએલા કૃત્યોની માફી માંગી તેમને વિદિત કરી.

આ વખતે આ ચંડાળો ધ્રુમ પાન અને વચ્ચે મદિરાપાન

કરતા હતા કોઈનો પગરવ થતા તે બુરખો મુખ ઉપર ઢાંકી દેતો રામો આવતા બુરખો ઢાંક્યો !

"શું ? હરિવદન નાઠો ? પણ સર્પો કયા ગયા ?" તેણે ગુસ્સે થતાં રામા તરફ ફરીને પુછ્યું. અને બીજાઓ તેના તરફ મીટ માંડીને જોઇ રહ્યા.

"મ્હને તેની બીલકુલ ખબર ન હતી ?" રામાએ ધ્રુજતા ધ્રુજતા જુવાબ આપ્યો !

"પણ હરામખોર તું જાણે છે કે હવે મારી નિરાતનો અંત આવ્યો છે મ્હારો દુશ્મન તેં જાગતો કર્યો છુટો કર્યો"

"હા ખરૂં પણ મારી ભૂલ માફ કરો ?" રામાએ બે હસ્ત જોડીને પ્રાર્થના કરવા માંડી જાણે દેવને પ્રાર્થતો કેમ ન હોય? તેણે કોઇ દિવસ કોઇ પણ દેવની પ્રાર્થના નહિ કરી હોય તેટલી પ્રાર્થના તેને કરી ચુકયો ?

" પેલી હરામખોર સલુણાનો ગુલામ બન્યો છું તેનામા તેં ભાન ગુમાવ્યું હશે તેને આજ અત્યારેજ જીવંત બેઠકની શીક્ષા ફરમાવો લઇ જાવ નરાધમને અહીંથી તેનું કાળું કરો ?" તેણે હુકમ કર્યો અને જીવંત બેઠકની શીક્ષા આપવામા આવી.

"જીવંત બેઠક" એટલે પોતાના ખાનગી શીક્ષા કરવાના ઓરડામા એક ઓટલીપર તે કમભાગ્ય માણુસને બેસાડતો અને ફુટ ફુટના ખીલા તેની બે જાંગો બે આંખોમાં અને હાથ પગમાં ઠોકતો !

બુમા બુમ અને શ્રાપોનો વરસાદ વરસાવતો તેનો આત્મા દુ:ખી શરીર છોડી જતો રહયો.

આવી શીક્ષા રામાને ફરમાવવામાં આવી ને તે શીક્ષાનો અમલ કરવામા તેના વિરોધીઓ ઢીલ કેમ કરે ? અને તુરતજ તેમણે તે પ્રમાણે અમલ કરી નાખ્યો બિચારો રામો લગાર વારે મરણ પામ્યો અને તેની પાછળ તેનું વૈર લેવાના ઇરાદાથી રોતી કળકળતી શલુણા ત્યાંજ રહી !

રામાનો આત્મા દીનદયાળુની કોર્ટમા ફર્યાદ કરવા ચાલ્યો ગયો. આમ " દુષ્ટોના પંજામાં " તે ફસાયા હતા.





## પ્રકરણ સાતમું.

### નવો બાજી.

હંમેશા નરાધમો એકમાંથી નાસીપાસ થતા નવાને નવાજ કારસ્થાનો રચે છે. પરિક્ષામાં પાસ થવાની આશાએ વિદ્યાર્થી આમ તેમ ફાફા મારે છે. ઘણી વખત તેમાથી પાસ ન થતા જ્યારે નાસીપાસ થવાની અણીપર આવે છે તે વખતે પોતાના માતાપીતા સમક્ષ જુઠું બોલે છે. તે જાણે છે તો ખરો કે આપણું જુઠાણું નભવાનું નથી. છતાં પણ મીથ્યા આડંબરી ડોળ રાખે છે.

વ્હાણ ડુબ્યા પછી મરણ આવવાનું છે જાણીએ છીએ છતા પણ તરણું પકડીને પાર જવાના ધારો ઘડતા તેવા વર્તનારાઓ વાચનાર ? તેં નથી વાંચ્યા ?

આશા—અને તેમ નરાધમો નવાનવા કારસ્થાનો ઘડે. પોતાનો ધંધો પાર પાડવાની આશા આકાશ કુસુમ નહિ તો બીજું શું ? ખરેખર આશા મહાદેવી છે બાળકથી માડીને વૃદ્ધ. અને સ્ત્રીઓ પણ તેમાં મશગુલ રહે છે ? ખરેખર—

“ જગતમાં સર્વથી મોટી ગણાયે એજ હા ? આશા.
જીવ સહુ માનવી એથી ગણાયે મોટી સહુ આશા. ”

અને આશા, આશા, ત્હારી આશાએ ઘણા દુ:ખી માણુસો હજી જીવન પામી ત્હારી તરફ આંખ મીટીને જોઇ રહયા છે, ત્હારી તરફ તારા કિરણો તરફ ઘણાનું જીવન છે. ઘણાનું શું પણ દરેકનુ જીવન છે. અને તેમા નાસીપાસ થતા—

મરણ અને શરણ થાય છે. આપઘાત કરે છે કોઇ કુવો હવાડો કરે છે ? અને તેનું કારણ આશામાથી પરિવર્તન થવાથી, નિરાશા મળવાથી ?

રાત્રીનો અંધાર પછેડો અવની પર જામ્યો હતો. મનુષ્યો પુર નીંદ્રામા હતા. આખા દિવસના પરિશ્રમથી પરવારી માણસો અને સ્ત્રીયો બાળકો અને બાળકીઓ પણ નીંદ્રામા પડયા હતા. આખા દિવસની ઉપાધીમાથી જીવનમાં જો કોઇપણ સમય આરામ લેવાનો પ્રભુએ નિર્માણ કર્યો હોય તો તેજ રાત્રી ?

ભવાનીપુરનો પોલીસ અત્યારે ભયંકર નિંદ્રામા હતી. રાત્રીના બાર થવાનો સમય થયો હતો. બીજા કેટલાક સિપાઇઓ રોણ ફરી પ્રજાને ચેતવી રહયા હતો. તેવામા દશબાર માણસો મુખ ઉપર કાળા બુરખા પરિધાન કરી ખુણામા બોલતા બોલતા ચાલ્યા જતા હતા.

" કેમ, દોસ્તો આ આપણી નવી બાજી છે. ઇશ્વર આપણને તેમા ફતેહ આપે તો આપણા દુશ્મનો ભલેને માથુ પટકીને મરે, પણ આપણને તે પકડી શકનાર નથી ? તેમાના એકે શાંતિનો ભંગ કરતા પૂછ્યું.

" હા, પણ આપણને કાંઈ ઇનામ મળશે ?"

" તમને ઇનામ, ઇનામ તો મળે કે ન મળે પણ તમો અને

હું આપણુ સર્વે આપણા સરદારનુ કામ કરવાને બંધાયેલા છીએ, આપણાથી તેમને દગો તો નજ દેવાય ?"

" અરે, પ્રભુ પણ કોપ તેવા અધર્મો આપણા હાથે કરાવે છે, અને નકામાં તો પેલા રામાના જેવું જને ?"

" રામા ? જવાદયોને. વિશ્વાસુ થઇને શેઠનો—આપણા માલિકનો વિશ્વાસઘાત કરનારને તેવી શીક્ષા ન થવી જોઈએ ?"

" અરરર પણ ક્રુરતા તો ઘણીજ છે આવો ક્રુર પ્રભુ પ્રભુ આપણને તો તેનો પરીચય બરાબર થયો છે ? આપણને તો આ શેઠનો વિશ્વાસ નથી ? "

" એટલે ? "

" એટલે એજ છે કે આપણે જેમ બને તેમ આ દુષ્ટના પંજામાથી છુટવું "

આમ વાતોમાંને વાતોમા તે રામપ્રસાદના બંગલા આગળ આવી પહોચ્યા. બંગલા આગળજ ઝાપાવાળો સુંદર બાગ અને તેની ખુશનુમા ઉડી પવનની લ્હેરો ? આરામ પૂર્ણ શાંતિ આપવા પુરતો હતો.

આ માણસો ત્યા આવીને ઉભા રહ્યા તેવામા ઉપરથી સીટી વાગી પેલા ત્યાંથી પાછળ ગયા. તો બારી પાસેથી દોરડું લટકતું હતું તેના ઉપર એક પછી એક એમ ચડવા લાગ્યા.

" કેમ સર્વ આવી ગયા છોને ? " પેલો ઉપર આવ્યા પછી તેને પેલાએ પૂછયું.

" હાજી આપની આજ્ઞા પ્રમાણે હમો બધા આવી ગયાછીએ પેલાએ સંતોષ કારક જુવાબ આપ્યો.

" તો ત્રણ જણા ઉપર આવો બીજા નીચેજ ઉભા રહો"

" જેવો હુકમ આમ કહી તેણે બારી પાસે જઇ સીટી વગાડીને નિસાની કરીને બધી વાતની સમજ પાડી: આમ ખબર મળતા એક પછી બીજો આમ બે જણા ઉપર. ગયા.

" કેમ હવે કયાં જઇશું ? "

" આપે ગોઠવણ કરી હોય તે ખરી ? તેમા કાંઇ સમજ પડે તેમ જણાતું નથી "

" મેં તો ગોઠવણ બરાબર કરી છે. આપણને કોણ પૂછનાર છે ? "

" પૂછનાર તો ફક્ત ગુણસુંદરી "

" હા તે પણ આપણા પંજામા છે બીજા બધા દાસદાસીઓ તો ભેર નીંદ્રામા હશે પછી આપણને અટકાવનાર કોઇ પણ નથી ? "

" તો તો પોબાર ? "

" એ તો સરદાર સાહેબની બુદ્ધિ ? " તેમાન ત્રીજાએ સરદારના વખાણ કરતા જણાવ્યું ને પાછો શાંત થયો.

" ચાલો ત્યારે ત્રીજોરી રૂમમા જઇશું ? "

" જેવી મરજી "

" ચાલો પ્રભુનું નામ દઇ આગળ વધો "

અને હુકમ મળતાં તેઓ સર્વ ત્રીજોરીના ખંડ ભણી ચલવા. લાગ્યા અને મોટી લુંટ કરવાના વિચાર તરંગોમાં તે ડોલવા લાગ્યા.

પ્રભુની કુદરત કયાક ન્હાથળી છે ? જગતનો માનવી તે શું કળી શકે ? તેની પામરતા ! પ્રભુની લીલાને કયાથી કળી શકે ? "

ખરેખર કુદરતની લીલા અપાર છે, કુદરત હજારોને નચાવે છે, તેના ચકકરે જે ચડે તેની તે ખબર લઇ નાખે છે ?

પળવારમા રાય ને રંક અને રંકને રાય પણુ તેજ બનાવે છે ? તેના એક હાથ પર હજારો આનંદ અને મોજમજાહ કરે છે જ્યારે બીજા હાથપર કરોડો આખોમાથી અશ્રુધારા વ્હેવડાવતા મનુષ્યો છે.

કુદરતના ખેલ ન્યારા છે, માનવી તે કોઇપણ સંયોગોમાં કળી શકતો નથી, તે મુજબ આ નરાધમો પોતાની ફતેહ માણુતા હતા, તેને કયાથી ખબર કે તેની બધી બાજી ઉંધી વળશે !

ત્રીજોરી ખંડમા ત્રીજોરી જયા પડી હતી ત્યા તેણે પોતાની પાસે સતાડેલી રાખેલી છુપી લાઇટનું એક કીરણુ તેના પર નાખ્યું અને પોતાની પાસેની કુંચીનો ઝુમખો હતો તે કહાડયો અને તેમાંથી એક કુચી ત્રીજોરીના કુંચી ખાનામા ઘાલી કળ ફેરવતા ત્રીજોરી ઉઘડી પડી.

બીજુ ખાનું ઉઘાડતું તેમા અઢળક કીંમતના દાગીના તેની નજરે પડયા, અને તમામ તેણે લેવાના વિચારે પોટલી બાધવા માંડી.

બીજાએ કીમતી લુગડા ભેગા કરવા માડયા. અને ત્રીજાએ રોકડ નાણુા ભેગા કરીને લેવા વિચાર કર્યો.

આમ ત્રણે જણુા અને ચોથો સરદાર ચારે બદમાસો જુદા જુદા કામ પર લાગ્યા. તેવામા તેમને કયાથી ખબર હોય કે પાછળ કોણુ આવ્યું છે.

આ કૃત્યોમા તે મશગુલ હતો, તેવામા પાછળથી એક જણે ખભે હાથ મુકયો. તે આવનાર આકૃતીએ પોતાનું મુખ લાલ પીળું કર્યું હતું અને સંપૂર્ણ અંધકારમા હતી

" કેમ દોસ્તો ? લુંટવામાં મજા આવે છે ના ? " પેલા સરદારને દોસ્ત કહી સંબોધીને પુછ્યું ને તેના તરફ જોઇ રહી.

" તારે શું છે ? તું કોણ છે ? " પેલાએ પોતાનું ખંજર કહાડતા પુછ્યું.

" હું પણ તમારો સાગરીત, આજ હું પણ ચોરી કરવા આવ્યો છું. કહો મ્હને ભાગ આપશો ? " પેલાએ પોતાની જાતને ચોર ઓળખાવી જણાવ્યું.

" ભાગ ? " કરડાગીમા સરદારે પુછ્યું.

હા. " તેવીજ રીતે તેણે પ્રત્યુત્તર આપ્યો.

" એમ કે ? "

" હા, જો મ્હને ભાગ નહિ આપો તો મ્હારે તમારૂં સર્વ પોકળ જણાવી દેવું પડશે. " ધમકી આપતા તેણે જણાવ્યું.

" શું કહેશો ? "

' રામપ્રસાદનું ખુન અને બીજી તમામ વાતો. " પેલાએ ટુંકમા જણાવ્યુ.

" વારૂ, અને આપું તો ? " વાતોમાં વળગાડી પોતાના માણસોને ત્યાથી પલાયન થવાની નિશાની કરતો તે સરદાર પેલી આકૃતિને વધુ ને વધુ વાતોમા ગરકાવ કરવાના ઇરાદે પુછ્યું.

" જો તું તારી ચાલબાજી જવા દે અને મારૂં કહ્યું માન અને મ્હને ભાગ આપવાનું કબુલ કર નહિ તો..........

" નહિતો......" તેને બોલતી અટકાવી વચ્ચેજ તેણે કાતીલ છુરી તેના હૃદયમાં ભોંકવાનાં ઇરાદે તે કહાડી. અને સામે ધરી તેણે ગુસામાને ગુસ્સામાંજ જણાવ્યું.

" તું મ્હને ગમે તેટલી છરી બતાવ પીસ્તોલમાર પણ તુ મને કોઈપણ રીતે આંચ કરી શકનાર નથી, મને દૈવી બક્ષીસ છે માટે હાથે કરી તારા પાપનો ઘડો શું કરવા ફોડે છે ? તારા પાપોનો અંજામ હવે થોડાક દીવસોમા આવશે. ગુણસુંદરી બા તને છોડે તેમ નથી. ચોક્કસ માનજે " પેલી આકૃતિએ જણાવ્યુ'

" શું ગુણસુંદરી ? મ્હારા ત્યા કેદ છે કેદ ! તે મ્હને શું કરી શકનાર છે ? ગમે તેટલી તોપણ તેતો સ્ત્રીજાતે? " તેણે જણાવ્યું.

" શુ ત્હાંરા કેદખાનામા ? તુંજ ઉપાડી જનાર ' અજાયબ થતા તેણે પુછયું હા બોલ તે સ્ત્રી શું કરનાર છે ? "

" ભૂલ છે મુર્ખા સ્ત્રીનો કોઇ વખત પ્રબળા બને છે સાંભળ—

અબળા બને પ્રબળા અરે, નીજ જાતના હીત કારણે
પ્રબળા બનીને બાળશે એ, દુષ્ટ પાપી હરામને
નીજ શીયળ કાજે દેવીમટીને, ક્રુરતા ધારણ કરે
કીમ્મત તેને છે ઘણી નારી સમજે શીયળને
જીવ જાતા તેહનો ભ્રષ્ટા કદી બનશે નહી
નારી સતી આ જગતમા કુલ્ડા કદી થાશે નહી'
જીવવું કે મરવું પણ તેહને તજશે નહી
જગતમાં ગુણ ગાને કુલટા કદી થાશે નહિ

ઓ કાળા માથાના માનવી તુ એમ ના ધારતો કે નારી શું . કરી શકશે નારી તારા જેવા નરાધમોની બરાબર ખબર લેશે અબળા પોતાના શીયળ કારણે પ્રબળા બને છે શીયળની કિમ્મત સમજનાર

નારી, નારી નહિ કિન્તું દેવી છે. તેવી સ્ત્રીઓ પ્રાતહાસ સાક્ષીએ સતી ગણાય છે સતી સીતા, તારા, મંદોદરી અને અહલ્યા વિગેરે તેટલા માટેજ સતી દેવી ગણાય છે તેટલા માટેજ તે પ્રાતઃકાલે વંદનતુલ્ય ગણાય છે.

" હું અરે જો ગુણસુંદરીતો મારા ઉછંગે બેસશે મારો સંસાર સ્વર્ગ તુલ્ય બનાવશે તારાથી થાય તે કરી લેજે "

" શું ઉછંગે ?–

સતાવી શાર કાઢીસ શુ અરે મુર્ખા તું માનીજા
નથી કંઇ સાર તેમા તો લગીરે તું વિચારી જો
જુઓને સીતાદેવી અને પુત્રી દેવ કુંદની હા
ગયો રાવણ દુશાશન હા જગત ફીટકાર પામી હા

" હવે તારી ડાહપણની વાતો છોડીને તું તાર રસ્તે જા અને જો જીંદગીની મઝા માણવી હોય તો કોઇને વાત કરતો મા નહિ આ ખંજર તારા...

" શ્વશુર..."

" ઓ નાસભાગ માર્યા " પેલાએ બુમ મારી અને સર્વ ત્યાથી દોડયા. પાછળ તેમાના એકે તમામ બાંધી ત્યાથી બીજા માર્ગે થઇને જવાની પ્રેરણા કરવા માંડી. તેવામાં પેલી આકૃતીએ ક્રોધીત હૃદય કરી પડકાર કર્યો " સશુર "

પેલો ઉઠીને નાઠો તે પહેલાંતો પડકાર ? ત્યાં કોની હિમ્મત કે ત્યાથી. આગળ વધે ? પેલાની શી ગુંજાશકે ત્યાંથી જઇ શકે ? દાગીના તમામ ત્યા મુકી દીધા અને થરથરતો તે ઉભો રહયો તેવામાં

પાછળ અવાજ થયોઃ પેલી આકૃતીએ પાછળ જોયું તો કોઇ ન હતું પણ પેલો નજર ચુકાવી ને દોડયો.

" ઓહ કેટલે દૂર તું જઇ શકીશ " તેણે અવાજ કર્યો અને ગજવામાંથી કાંઇક કહાડીને કિરણ પાડયુ પેલો ત્યાંજ બે ભાન અવસ્થામાં હેઠળ ઢળી પડયો.

પેલી આકૃતી ત્યાં ગઇ અને પેલાને ઉપાડી લાવી બાજુમાના બીજા ખંડમા મુકી આવી. ને તીજોરી રૂમને તાળું વાસી બધું તેમને તેમજ રહેવા દીધું પેલા નરાધમો પોતાની બાજીમાં નિષ્ફળતા મળવાથી કપાળે હાથ દેતા ઉતાવળા ઉતાવળા પોતાની ગુફા તરફ પ્રયાણ કરી ગયા આમ તેમની નવી બાજી ધુળ ધાણી મળી ગઇ.





## પ્રકરણ આઠમું.

"ધાર્યું ધુળ"

જગ માનવી કોઇ ધારતા. કર્તા હરી બીજું કોઇ
જગનાથની ઇચ્છા વિના, એક પાન પણ હાલે નહી.
આ મેં કર્યું આ હું કરૂં તે માનવીનો બકવાદ છે.
કર્તા બધો અવની તણો હા એક શ્રી જગનાથ છે.

*　　　　*　　　　*

કરે શું માનવી દુનીયા તણો, શ્રીનાથની ઇચ્છા વિના.
પામર તજીને દૈવતા પામે કદી અરે નહીજ ના !
શ્રીનાથની ઇચ્છા બધી આવે અરે બળ હા સદા !
ત્યાં શું કરે તું માનવી ? કાયર અને પામર ? અહા ?

પ્રભુની ઇચ્છા વિના એક પાન પણ હાલી શકતું નથી, આ હું કરીશ. આ મેં કર્યું છે. તે માનવીનો મિથ્યા બકવાદ છે પ્રભુની ઇચ્છા પ્રમાણેજ આ કાષ્ટનું રમકડું. આ જગતનો માનવી આચરણ કરી શકે છે જગતના માનવી કાંઈક ધારે છે અને કુદરત કરે છે

જીુદુજ પ્રભુની ઇચ્છા પ્રમાણેજ આ જીવન આ વ્હેવાર ચાલે છે કાષ્ટનું પુતળું હોવા છતા તેને હલાવવું—ચલાવવું—વીગેરે તમામ સતા પણ તેના હાથમા છે ?

જગતનો માનવી ઇર્ષા અદેખાઇ અને વેરથી ભરેલો માનવી શુ કરી શકે ? ડગલે અને પગલે અભીમાન જેતું અભીમાન અને આત્મશ્લાધા એજ જીવનનું ધ્યેય છે તેવો પામરપ્રાણી મુર્ખો મનુષ્ય શું કરી શકવાનો હતો.

ધીરે ધીરે પૂર્વ તરફ પ્રભુ સૂર્યનારાયણના રશ્મિ કીરણો પ્રગટયાં અને પ્રાતઃકાળ થવા આવ્યો. સહુ ઉંઘમાથી જાગૃત થયા અને પોત પોતાના કામ ધંધે વળગ્યા.

ગરીબ ખેડુતો ખેતરમા જવા તૈયાર થયા, ઉપરા ઉપરી મીલની વ્હીસલો પોતાના મજુરીઅતને કામે વળગવામાં આમંત્રણ આપી રહી હતી નગરની સ્ત્રીઓ પાણીઆરી બની પાણી ભરી રહી હતી. ઉદ્યોગી દેખાવ, આખુ નગર ઉદ્યોગથી ભરપુર ભાસતું હતું.

આ વખતે પેલા નરાધમો રાત્રે નાસીપાસ થવાથી કપાળપર હાથ ફેરવી કાંઇક નવા ધાટો ઘડવામા મશ્ગુલ થયા હતા. મુખ ઉપર નીરાશાના વાદળ છવાયા હતા. દારૂનો શીશો અને પાસે પાચ છ પ્યાલીઓ પડી હતી વચમા રાઉન્ડ ટેબલ હતું તેની આજુબાજુ છ જણા બેઠા હતા.

"અજબ કીસ્સો ?" અચાનક તેમાંના સરદાર જણાતાના મુખમાંથી નિરાશાજનક ઉદ્દગારો નીકળ્યા. હજી બીજા પણ નિરાશામાજ ડોલતા હતા.

"શું સાહેબ ?" તેમાંના એકે પુછયું.

ગઇ રાત્રીનો કિસ્સો ! હજી મને સતાવે છે. તે આકૃતિ વિકાળ નીવડી ખરૂને ?

" હા, વળી મારૂં તો આવીજ બન્યું હતું પણ પ્રભુ કૃપાથી હું બચ્યો ? " છતાં આપણો કેશુ પકડાયો. "

" હે કેશુ પકડાયો ? ત્યારે તો વગર આશાએ કોઇપણ નવા તરંગો ઘડવાનું મુકી આપણે સરકારને શરણે થઇ જાવ. "

કેમ, સરદાર સાહેબ, આમ નિરાશાજનક ઉદગાર !

આપ જેવાના મુખમા આ શબ્દો ના શોભે?

તો શું? ઘર ફુટવાનું ?

"શાનું ઘર ફુટવાનું ? "

" કેમ કેશુ કહેશે તો આપણું આવીજ બન્યુંને; બસ હવે આપણો ખેલ ખલાસ. "

" એટલે આપને વિશ્વાસ નથી એમને ? "

" હા, કેશુ તમામ બીના જણાવશે તો ? "

" અરે, જાવ મારા સાહેબ, કદીપણ કેશુ કહે નહિ, તેમાંના એકે જણાવ્યું.

" કેશુ ? કેશુ તો શું પણ આપણી ટોળીમાંનો કોઇ પણ જીવ જતાં પણ અમે તે સમાચાર હોય પણ જણાવે નહી, તે વાત તમે પાકી ખાત્રીથી માનજો, આપના તરફ વિશ્વાસથી અમો બંધાયલા છીએ, અને કદી પણ અમારામાંનો કોઇપણ આપણી બીના બહાર જાહેર ન કરે, પછી ભલેને ફાસી લટકાવે અગર તો બીજા દુઃખો દઇને મારી નાંખવાની તઇયારી કરે."

આ હીમ્મતથી કાંઇક શાંતિ પેલા સરદારને વળી પણ તે કાંઇ પણ બોલ્યા વગર એક ઉંડો દમ ખેંચીને શ્વાસ મુકયો.

"કેમ ! સરદાર સાહેબ ! શા વિચાર ?"

"તમોએ મને જે હીમ્મત આપી છે તે વખાણને પાત્ર છે ! પણ નવો રસ્તો શોધવા કરતા રામપ્રસાદને ત્યા વધુ ધાધલ કરવા કરતા ગુણસુંદરી માને તો તેને લઇને આપણે ઇગ્લાંડ જઇએ !"

"ખરી વાત છે સાહેબ ઇંગ્લાંડમા પછી આપણને કોઇ સતાવી શકનાર નથી અને ત્યા મોજ માણવામા મજા આવશે."

આજ્ઞા હોય તો ગુણસુંદરીને તેડી લાવું ?" પેલા માના એકે ગુણસુંદરીને તેડી લાવવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરવા આજ્ઞા માગી.

"હા જાવ તેડી લાવો અને સાથે સલુણાને બોલાવતા આવજો

"જેવી આજ્ઞા" અને તુરતમા તે ત્યાંથી ગુણસુંદરી અને સલુણાને બોલાવવા ચાલી નીકળ્યો.

આ વખતે ગુણસુંદરી અને સલુણા કાંઇક જુદાજ વિચારો અને ઘડો ઘડી રહયા હતા. ઘડીભર બંન્નેના દુઃખીયારી સહીયરો વાર્તા વિનોદમા ગુંથાઇ હતી, બન્નેના માથે દુઃખોનું વાદળ ભરાયું હતું

ત્યાં રંગમાં ભંગ કરતો પેલો માણસ આવી પહોંચ્યો અને ગુણસુંદરી અને સલુણાને સાથે આવવા કહયું.

ઘડીભર ગુણસુંદરી સલુણા તરફ જોઇ રહી અને સલુણાએ કાંઇક નિશાની કરી બે જણા જવા તૈયાર થયા આગળ પેલો દુત અને પાછળ બંન્ને દુઃખયારી બેનપણી ચાલવા લાગી.

અને પેલા નગાધમો બેઠા હતા તે ખંડમા સર્વે આવી પહોચ્યા દારૂની દુર્ગંધ ત્યા પ્રસરી રહી હતી. ગુણસુંદરી અને સલુણાએ પોતાના નસકોરા પકડયા. બીજા ત્યા બેઠેલા ખડખડાટ હસી પડયા."

"કેમ ગુણસુંદરી શા વિચાર પર !"

"હું મારા વિચારો પર તો મકકમ છું ! ગમે તે સંયોગોમા પણ હું તારી દુષ્ટ ઇચ્છાને તાબે થવાની નથી !"

"હજી સાચું કહું છું માન ! અને ચાલ આપણે ઇગ્લાડ મજા માણવા જતા રહીયે ! તારૂં યૌવન ! તારૂં રૂપ ! તારી દાડમ કળી શા માટે કરમાવી દે છે. ! ત્હારા જીવનનો ! તારા રૂપનો, તારા યૌવનનો મને માળી બનાવ ! મને તારે ભોગી ભમર બનાવ ! અને રસ સીચવા દે ! સુખને વૈભવો ત્હારા માટે ખુલ્લાં થશે ! આ-કળી ખીલતી થશે ! આ આપત્તિ અને દુઃખોનું વાદળ ત્હારા શીરપરથી દૂર થશે ! ભવિષ્યમા તું સુખી થઈશ માન ! માન ! અને મને તારો ગુણી ! મારા બળતા તારા હૃદયને શાંતિ આપ ! તારી. આજ્ઞા ઉઠા-વવા ને મરતા સુધી પણ તારા ગુલામો રહેવા હું અને મારા વિશ્વાસુ માણસો બંધાઇએ છીએ !" તેણે કહ્યું.

"હા ! બા ! વિચાર કરો ! લક્ષ્મી ચાંલ્લો કરે છે મો શીદ ધોવા જાવ છો !" બીજાએ ટાપસી પુરતા જણાવ્યું.

"ખરેખર અન્ન તેવાજ ઓડકાર ! જેવા શેઠ તેવા નોકરો તમે માથું પછાડો પણ હું કદીપણ તમારી શીખામણ માન્ય કરનાર નથી ! મ્હને એ તમારી અમૃત તુલ્ય શીખામણો ઝેરી ભસે છે ! હું કદીપણ વિશ્વાસઘાતી બનીશ નહિ ! બસ જા મારૂં યૌવન મારૂં રૂપ ! એ બધું મ્હારા પ્રેમનીવેદી પર ! મારા રામપ્રસાદની પાછળ

ફના છે ! ને તેની મ્હને કાંઇપણ પરવા નથી " ગુણસુંદરીએ જણાવ્યું.

" તો શું ? તું નહિ માને ?"

" ના—ના—!" ખરેખર—

યૌવન અને રૂપ શહુ કરવું ફના સહુ પ્રેમથી.
બરબાદ કરવી જીંદગીને જીવવું એ પ્રેમથી.
વ્હાલા તણા વિયોગથી રહેવું સદાએ પ્રેમથી.
ને આંસુસારી જગતથી જીવવું એ પ્રેમથી.

હું વિષ્યવાંચ્છનાનો ભોગી નથી ? વિષય વાસના તૃપ્ત કરનારા ગુલામો ! હું કદીપણ તેવાને શરણે જનાર નથી ! વિશુદ્ધ પ્રેમથી ભીખારી બનવું ! અને ભીખારી બની જીવવું તેજ હું ઈચ્છુછું ! તેમાંય મને તો આનંદ છે ? વિશુદ્ધ પ્રેમની મઝા પ્રેમી જાણે ! કાયર ! અને વાસનાનો ગુલામ તે શું જાણે ?"

ગુણસુંદરીએ જણાવ્યું.

" એમ તો તું જીવે છે શા માટે ?" પેલાએ પ્રશ્ન કર્યો.

" જીવું છું શા માટે ? ત્હારા પાપનો અંજામ અપાવવા ! ત્હારા પાપો ખુલ્લા કરવા ત્હારા કૃત્યો જનસમાજ આગળ ધરવા અને તેમાં અરિસો થવા. અને લીધેલી પ્રતિજ્ઞા પાર પાડી. સમપ્રસાદના પ્રિય આત્માને શાંતિ અપાવવા આ સંસારમાં મારૂં એજ પરમ અને પરમ કર્તવ્ય છે. એજ મારો ઉદ્દેશ છે " ગુણસુંદરીએ જણાવ્યું.

" જા, જા, તારાથી શું થવાનું છે ? તારાથી થાય તે કરી લેજે ?" પેલાએ ગુણસુંદરીને જણાવ્યું.

" ઠીક છે ત્યારે પ્રભુ પાપનો ઘડો ભરાયે ફોડાવેજ છે આપ તો છાપરે ચઢીને પોકાર કરી ઉઠે છે અનુભવીને પૂછી જો "

" વારૂં જાવ તમારા સ્થળે સલુણા બરાબર પહેરો રાખજો ને તેઓ ચાલ્યા ગયા.

થોડે દૂર સુધી ગુણસુંદરી પાછળ નજર નાખી નરાધમ જોઇ રહયો જ્યારે તે તેના આખ આગળથી અદ્રશ્ય થઇ ત્યારેજ તેણે પોતાના સાગરીતો તરફ નજર કરીને તેય ઉદાસભર્યા મુખે ?

ગુણસુંદરી અને સલુણા ત્યાથી પોતાને અપાયેલી કોટડી ભણી ચાલ્યા અને તુરત સલુણા ત્યાથી બહાર ગઇ.

થોડી વારે સલુણા પાછી ફરી અને ગુણસુંદરી વાળી ઓરડામા તે આવી પહોચી અદરથી બાન્ણું બંધ કરી લુગડા બદલી સલુણા અને ગુણસુંદરી એ બે સિપાઇઓનો સાજ સજી લીધો.

અને લાગ જોઈ બંન્ને બહાર નીકળવા તૈયાર થયા ને કોટડી છોડી તે ચાલવા લાગ્યા ઠેઠ બહાર આવ્યા પણ સામું કોઇ મળ્યું નહીં ને સુખરૂપે તેઓ પોતાના ઘર તરફ ચાલ્યા.

લક્ષ્મી ગઇ કાલીની વાતો સાંભળી વિચાર કરતી ગુણસુંદરીનો પતો મેળવવા કટીબદ્ધ થઇ તેવામા આ ત્યા આવી પહોચ્યા.

" કેમ ! લક્ષ્મી શા સમાચાર ? "

" કોણ ? તમે કોણ છો ? "

" હું. અંદર આવ તમામ બતાવું ! " અને તેઓ ત્રણ જણ અંદર ગયા. ગુણસુંદરીએ પોતાનો ઉપરનો પહેરવેશને રજા આપી પોતાના અસલ વેશમા આવી ગઇ શલુણાએ પણ પોતાનો અસલ વેશ જાહેર કર્યો.

" કોણ ? ગુણસુંદરીબા ! " લક્ષ્મી ચમકીને બોલી ઉઠી.

"હા ! જા અત્યારેજ હરિવદનને પોલીસના માણસો સહીત બોલાવી લાવ !"

ગુણસુંદરીએ જણાવ્યું.

"હા ! જલદી કરો !" સલુણાએ ટેકો આપ્યો.

ને લક્ષ્મી આજ્ઞાનો અમલ કરવા તત્કાળ દોડી હરિવદનના ઘર આવી પહોચી.

હરિવદન આ વખતે આ કેસના ગુંચવાડામા પડયો હતો તેવામાં લક્ષ્મીને જોઇ અજાયબ થયો લક્ષ્મીએ ગુણસુંદરીનું ફરમાન જણાવ્યું.

"શું ગુણસુંદરી ? આવી પહોંચી ? કયાથી ? કયાં હતા ?" કિંવદ ઉપરી તેણે બે ત્રણ પ્રશ્નો પૂછી નાખ્યા.

"તેના મને ખબર નથી ! તેમ હમણા તે પૂછવાનો વખત પણ નથી ! મહેરબાની કરી મારી સાથે ચાલો !"

"શું દુશ્મનો પકડાયા છે !"

"તેવું કાંઇક હશે ! મ્હનેતો કોઇપણ જાતની ખબર નથી !"

"વારૂ જાવ ! હું આવું છું ! પોલીસ ચોકી પર જઇ તેનો બંદોબસ્ત કરી જલદી આવું છું ! પાપીને બરાબર શીક્ષા કરવી જોઇએ છીએ ! જાવ હમણાજ હુ આવું છું !" આમ કહી હરિવદન ઉઠયો અને પોતાના વસ્ત્રો તૈયાર કરી. પહેરીને પોલિસ ચોકીપર જવા તૈયાર થઇ બહાર નીકળ્યો.

લક્ષ્મી પાછી પોતાના ઘરતરફ રવાના થઇ અને તેની તીવ્ર રાહ જોતી ગુણસુંદરી અને સલુણાને જઇને મળી.

તમામ વાતોથી તેમને વિદિત કરી હતી તે હમણાંજ હરિવદન

પોતાના માણસો સહ આવી પહોંચશે અને પોતે નરાધમોના મકાન પર દરોરો લઈ જવાના વિચારથી આનંદમાં ઉન્માદ માણવા લાગી.

પાપીઓ પોતાના પાપનો અંજામ મેળવશે. અને પોતે લીધેલા સથપ પાર પાડશે તે વિચારે ગુણસુંદરી તો હર્ષ ઘેલી થઈ.

લક્ષ્મીએ ગઈ રાતનો તમામ ભેદ ગુણસુંદરીને કહી દીધો અને જતા દાગીના બચાવનાર તે લક્ષ્મી ! લક્ષ્મીનો ઉપકાર ગુણસું-દરી માનવા લાગી !

સલુણા પણ પોતે પોતાનું વેર લેવાના વિચારે આનંદ સાગરમાં ડોલવા લાગી.

આમ દુષ્ટોનું ધાર્યું ધુળ મળવાની તૈયારી થઈ ચૂકી.





## પ્રકરણ નવમું

### દરોડો.

બરાબર સૂચના મળ્યા પ્રમાણે હરિવદન પોતાના સિપાઇઓ સહ ગુણસુંદરીના મકાને આવી પહોંચ્યા.

ગુણસુંદરીએ અને સલુણાએ પુરૂષ વેશ ધારણ કરી પોતાને કેદ કરેલા મકાન તરફ આગળ ને આગળ ચાલવા લાગ્યા સલુણા પોતે રસ્તાની અનુભવી હોવાથી તાત્કાળીક મકાનમાં ઘુસી અને પોલીસના માણસોને પણ જવાની તક સુંદર રીતે મેળવી આપી.

રાત્રીના નવ વાગ્યા હતા. કોઇ પણ ઉપાયે ગુણસુંદરી પર બળાત્કાર કરવાના વિચાર પર નરાધમ આવ્યો હતો પોતાના માણસો પાછા ગુણસુંદરીને તેડવા મોકલ્યા. ગુણસુંદરી ત્યા ન હતી ! કયાથી હોય ?

વીલે મ્હોડે તે આ મ્હોંકાણના સમાચાર આપવા પોતાના સરદાર પાસે આવ્યાને સમાચાર આપ્યા. સરદાર ચીનાયા !

" સલુણા કયા ? "

" તે પણ નથી ! "

" તે હરામજાદીનાજ કારસ્થાન જણાય છે ! "

" હાજી !' રામાનો વધ તેને ખુબ સાલતો હતો ! તેનુ વેર લેવાની પ્રતિજ્ઞા તેણે મન સાથે ઘડી હશે ! તેનો વૈર લેવાનો ઇરાદો તેણે આ રીતે બળ આણવા માંડયો હશે. "

" તો આપણે આપણું મથક કાલ સવારે બદલવું પડશે ! નહિ તો આપણા દુસ્મનોને ખબર પડશે તો આપણે મોતે મરી જઇશું ! "

" હા ! સરદાર આપણે આપણા રહેઠાણ માટે તે દુષ્ટથી ચેતીને બદલવું જોઇએ નહિ તો આપણે પોલીસોના પંજામા સપડાઇ શું ! "

" બરાબર છે કાલ સવારે આપણે બદલવાનું રહ્યું ! તેમા હવે આપણે આનાકાની કરશું તે ચાલશે નહિ ! "

" જેવી મરજી ! "

આમ વાતોના ગપાટા ચાલતા હતા તેવામા ત્યા પોલીસના માણુસો તેમના ખંડમાં આવી પહોચ્યા. બારણું ઉઘડયું અને તમામ અજાયબ થયા ગુણસુંદરી રૂવાબથી દાખલ થઇ.

તમામ માણસો અને તે દુષ્ટ અજાયબ પામ્યો આ શુ ? હજી તો વિચાર તરંગો ચાલે છે કે મકાન આપણું રહેઠાણ બદલવું ત્યાં તો આ શી મ્હોંકાણ.

" હમારા મકાનમાં વગર રજાએ દાખલ થવાનું કારણ ! "

" કારણ ! તમો ચંડાળોની ધરપકડ કરવાની હોવાથી. હમે ગમે ત્યારે પણ અંદર દાખલ થઇ તમને પકડી શકીએ છીએ ! "

" બોલતાં વિચાર કરો ! એક સદગૃહસ્થની આબરૂનું લીલામ કરતાં વિચાર કરો. કદી પણ કોઇ માણસને સતાવતા વિચાર કરવું પહેલેથી ચેતવું તે લાભદાયક છે ! પાછળથી પશ્ચાતાપ શા માટે લડાઇ નું ખૂન વ્હોરવું. ? "

" શું આપ સદ્ગૃહસ્થો ! કાળા બુરખામા પરીધાન થયેલા ! બૈરી પર આફતોનો વરસાદ વરસાવનાર ! કેમ તમોજ સદગૃહસ્થો ખરૂં કે ? "

' એટલે ! વિચારીને બોલ ! "

" ચાલો ઝટ તાબે થયો હવે તમો કદીપણુ અમે તે રીતે મારા હાથમાથી છટકી શકવાના નથી તે નક્કી માનજો ! "

અને તુરતજ માણસો ત્યા ફરી વળ્યા તમામના હથીઆર કબજે કર્યા અને પોલીસ ચોકી પર લીધા.

રાત્રી વિતી ગઇ અને આનંદ ઉલાસ બતાવતું પ્રભાત પણ પ્રગટ થયું ઉષાએ લાલ પીળા સાથીઆ પુર્યા. પૂર્વાકાશમાં તરહ તરહના રંગો થવા માંડયા.

પ્રભાકરની દીવ્ય સ્વારીનો રથ આકાશ ઉપર આવ્યો ઉષાએ પુરેલા દિવ્ય સાથીઆઓ પર તેમનો રથ ચાલ્યો ઉષા રાહ જોતી ઉષા પ્રભાકરમાંજ મળી ગઇ.

મનુષ્યો પથારીમાંથી પરવારી પોતાના કામે લાગ્યા. મીલની વીસલો થઇ મજુરો પોતાને કામે-પાપી પેટનો ખાડો પુરવા માટે મજુરી કરવા મીલમાં જવા તૈયારી કરી.

સવારનું પેપર પ્રગટ થયું તેમાં „આ બાના જાહેરમાં આવી. લોકો માહેમાંહે વાતોના ગપાટા હાંકતા હતા. બદમાશોની ટોળી

મળી. રામપ્રસાદના ખૂનીનો આટલા લાંબા સમયે પણ પતો મળ્યો તે આનંદની વાત જાણી પ્રજામાં નવું ચૈતન્ય ઉલ્લાસ પ્રસર્યો. જાણે હમણાજ રામપ્રસાદનું ખૂન થયું હોય તેવા સ્મરણો થવા લાગ્યા.

પેપરમા નીચેની બીના પ્રગટ થઇ હતી—

" અમો જણાવવાને ખુશી છીએ કે થોડા વખત પહેલા આપણા સુપ્રસિદ્ધ શહેરી અને જે પી. રામપ્રસાદનું ખૂન થયું હતું તે સર્વેને વિદિત હશે ?

તે ખૂન કરનાર નરાધમો—બદમાશો—અને ખૂનીઓ એક પ્રખ્યાત ડીટેકટીવ હરિવદનથી નહી કિન્તુ આપણા આર્યદેશની જાહોજલાલી રૂપ. આર્ય અબળા રામપ્રસાદની પાછળ વગર પારણે પણ વૈધવ્ય પાળતી—અને દુઃખોનો મહાસાગર પોતાના મસ્તક પર ઓઢી તે નરાધમ ખૂની કે જેણે હરિવદનરાયને પણ બાધ્યો હતો. સાભળ્યા મુજબ જેની પાસે સર્પોનો પહેરો હતો—તે ખૂની બદમાશનો પતો હમણાં મળ્યો છે.

ગુણસુંદરી તે વિદુષી અને હેતસ્વી શુદ્ધ પ્રેમાળ સ્ત્રીએ પોતાના મસ્તકપર હજારો કષ્ટો સહન કરી—નરાધમોએ તેમને ઘણાં કષ્ટો આપ્યા તે તમામ સહન કરીને યુકિત પ્રયુકિતથી પણ—જેનો પતો મેળવ્યો તે અને તેમા સહાય કરનાર બાજી બાળા તેના પંજામાં સપડાઇ હતી. જેની તે નોકરી કરી હતી. તે નિર્દોષ બાળા જેનાપર પણ હજારો કષ્ટો પડયા. છેવટે તેના પ્રિયતમ રામાનુ ખુન થયું ત્યારે તેની વિરોધી બની હજારો લાલચો આવી. તે તમામને વશ ન થતા તેણે અડગ ટેકથી જે નરાધમના રહેઠાણનો હીમ્મત ભર્યો પતો બતાવ્યો છે તે ખરેખર વખાણવાને પાત્ર છે.

અમો તે બન્ને સન્નારીઓ કે દેવાંગનાના વખાણ કરી. તેમનો ફોટો પ્રગટ કરી. અમો અમારૂં મહદ્ભાગ્ય માનીએ છીએ. અને અબળાએ પ્રબળા બની અંતે કેટલી બહાદુરી પુર્વક પોતાનો-પોતાની જાતનો—અને પોતાના ટેકનો બચાવ કરે છે તેનો દાખલો ઉજ્વળ છે, ”

આ બીના વાંચી. તમામ હર્ષાવેશમા આવી ગયા.

સવારે ગુણસુંદરી અને હરિવદનરાયના આગ્રહથી પેલા બદમાશોના સરદારોનો બુરખો ઉઘાડયો.

“ ઓહ ? કોણ વીનું તુંજ આ કારસ્થાનોનો કર્તા ?”

“ હા. ગુણીબા હુંજ કાકાનો ખુની હુંજ તમારો આશક તમારા પર દુઃખનો વાદળ વરસાવી દીધો તેજ પાપી કાંઈ માફ કરો મેં સતીને સતાવી કશો પણ સાર કહાડયો નથી ?”

“ તો તમેજ ગઇ રાત્રે મકાનમાથી ચોરી કરી જવા આવ્યા હતા.

“ હા ! લક્ષ્મી ! હું પણ તેજ ચોરી કરનારો ! ”

“ તો વિચાર કરો ! પેલી આકૃતી હુંજ હતી ! મ્હેં ઘણા વખત પહેલા ગુણસુંદરીબાને જણાવ્યું હતું પણ તમારી વાતોથી ભોરવાઇ તે તરફ દુલક્ષ્ય રાખ્યા હતા. પણ તમે તમારા કારસ્થાનો ન તજ્યા વિનુભાઇ તમો શેઠ ! આ મિલ્કત તમારીજ છે ! નીર્દોષ રામપ્રસાદના ખૂન કરવમા તમો શું પામ્યા ? ”

“ પામ્યો અગર તો નહી ! પણ જીદે ભરાઇ મેં રામપ્રસાદનું ખૂન કર્યું જો તમો મને મારી ઇજતભેર મરવા દેશો તો હું તમારો ઉપકાર ભૂલીશ નહી કૃપા કરીને મને અહીંજ મરવાની રજા આપો ! ”

ગુણસુંદરીબા તમો પવિત્ર છો ! તમારી પવિત્રતાને છણવા મેં

ઘણા પ્રયત્નો કર્યા પણ તમો કષ્ટમાય હિમ્મત પૂર્વક તમારો બચાવ કરી તમારી પ્રતિજ્ઞા તમોએ જે સુંદર રીતે પાળી છે તે બદલ હું આપને પગે લાગી આપની માફી માગુ છું !"

"પણ રામપ્રસાદનું ખુન કરવાનું કારણ ?"

"કારણ ! ફક્ત વિષયાનો સંબંધ ! તમારૂં રૂપ ! અને આ પૈસા ! આજ મરતી વખત ! મારી જીંદગીનું લીલામ થતી વખત તે કોઇ મારી સાથે નથી ! હું મીથ્યા મોહયો છું ! ગુણીબા તમો મ્હને દેવી સમાન ભાસતા હતા પણ મહેં તમારા રૂપમાં ગાંડો થઇ તમારી તરફ બે વફા નીવડયો હા ! મારી સમક્ષ યમદુતો મને સતાવી રહયા છે મારી સામે જોઇ ક્રુરતા પૂર્વક હસી રહ્યા છે. ગુણસુંદરીબા તમો મને માફી આપો હું જાણું છું કે મને તમારી આપેલી માફીથી પ્રભુ છોડનાર નથી ! પણ હૃદયને શાંતિ વળશે ! શાંતિથી મારો જીવ નીકળશે ' કૃપા કરી મ્હને કોર્ટમાં ન ઘસડશો ! " વિનુંએ કસાતા પોતાની વિનતિ જણાવી.

"વિનું તુ ગમે તેટલો તો પણ મારા હૃદયવલ્લભનો ભત્રીજો તેમને વફાદાર નીવડયો હત તો તુંજ વારસદાર બનત તને તારી મરજી છે કે કોર્ટમાં ન લઇ જાઉં તો ભલે હું તને કોર્ટમાં નહિ લઇ જાઉં "ગુણસુંદરીએ જણાવ્યું.

"વાહ તમારી ઉદારતા દુશ્મન પ્રત્યે પોતાના વૈરી પ્રત્યે પણ આટલો બધો પ્રેમ આટલી ઉદારતા તમારી દૈવીનીજ શાક્ષી પુરે છે. "

આમ બોલતો બોલતો તેણે પોતાની પાસેની નાની છરી પોતાના પેટમાં ખોશી પોતાનો પ્રાણ પંખેરૂ તેના દેહને મુકીને પોતાના કર્મોનો ઇન્સાફ કરાવવા પ્રભુની કોર્ટમાં ચાલ્યો ગયો.



## પ્રકરણ દશમું.



### છેવટ.



આમ વિનુ રામપ્રસાદ શેઠનો ભત્રીજો નરાધમ અને નીચ નીકળ્યો. આપણી વાર્તામાં આપણને જાણવાનું ઘણું મળશે

પૈસા માટે વિનું જાણતો હતો કે રામપ્રસાદના મરણ બાદ મિલકતનો વારસદાર પોતે છે છતા પણ ઉતાવળ કરી નીર્દોષ રામપ્રસાદની જીંદગીનો અંત આણ્યો.

રામપ્રસાદના ખૂનથી હજુ આપણ અણજાણી છીએ તો આપણે તે પણ જાણવું જોઇએ.

રામપ્રસાદ જ્યારે મીજલસમાંથી પરવારી પોતાના ખંડમાં ગયા તે વખતે પાછળથી પોતાની છુરી તેમના મસ્તકમાં મારી તે યુવાન આશા અને કોડ ભર્યો હૃદયવાળો નિર્દોષ રામપ્રસાદ રામશરણ થયો.

  

બીજે દિવસે મળેલી ગુણસુંદરીને છુરી તેના ઉપરથી લક્ષ્મીને ગયેલો વ્હેમ, છતા પણ ગુણસુંદરીએ તેને ધમકાવવી ને તેનો વફાદારી અને પોતાના કુટુંબ પ્રત્યેનો અડગ વિશ્વાસ જાહેર કર્યો !

ગુણસુંદરીએ પોતાની પ્રતિજ્ઞા પાળી હરિવદને અપાયલું કામ તેણે યથા રીતે—લાભકારક રીતે પાર ન પાડવાથી તેને પોતાની નોકરીમાંથી ડીસમીસ મળી.

હરિવદન નોકરી વગરનો થયો ? બેકારીના સમયમાં તેનો વધારો થયો.

વિનુએ પોતાના એકઠા કરેલા સાગરીતોમાં ભૈયા અને પડાણો ઘણા ભેગા ભેગા કર્યા હતા.

સવારે કોર્ટમાં તે તમામની જાહેરની તપાસે થઇ ભવાનીપુરના માણસો મુકર્દમો સાંભળવા એકઠા થયા મુખ્ય બદમાશ ત્યાં હાજર ન હતો ! ક્યાથી હોય ? તેણે આપઘાત કર્યો હતો ?

ગુણસુંદરીની ચતુરાઇથી ચિતું ઉઘાડો ન પડયો પણ તેના પ્રત્યેને માન અને વૈભવ જે પ્રેમની નજરથી લોકો જોતા હતા—તે પ્રેમ એ માન તીરસ્કારના રૂપમાં ફેરવાઇ ગયા.

ગુણસુંદરી તે પ્રેમાળ ગુણસુંદરી ! પ્રેમની જોગણ થઇ ! યૌવન અને તેની દેહલતા કરમાવી દીધી. પણ પોતાના વ્હાલા સિવાય શુદ્ધ પ્રેમથી પસંદ કરેલા રામપ્રસાદ સિવાય કોઇને પણ ઉપભોગ કરવા ન દીધો !

આનુ નામ તે સાચો પ્રેમ

ખરેખર—

પ્રેમ પ્રેમ સહુ કોઇ કહે.
જાણો તે પ્રેમની રીત.
જાણ્યા વીણ થશે નહિ,
એ પ્રેમી નહિ ખચીત.

પ્રેમ મહા દુર્લભ છે,
　　　　　　દૈવી એ બક્ષીસ.
પ્રેમ થયો જો શ્રી હરી,
　　　　　　તો જીવન પાર તરીશ
　　　　　　　　　　પ્રહ્લાદ.

આવા પ્રેમી ! શું જગતને નવ ચેતન ન આપે ! નવજીવન ! આપનાર તેવા પ્રેમીને મારા વંદન છે !

